# ખુશ્કી અને તરી

## પ્રવાસડાયરીનાં થોડાં પાનાં

વિજયરાય કલ્યાણરાય

પ્રકાશક • મૂળશંકર સોમનાથ ભટ્ટ • રાવપુરા વડોદરા

સોલ એજંટ્સ

આર. આર. શેઠની કંપની

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ

પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઇ ૨



આવૃત્તિ પહેલી : ૧૦૦૦ : ૧૦ ઑક્ટોબર ૧૯૩૩

રૂપિયો એક






મુદ્રક : ...રચંદ છગનલાલ શાહ : શ્રી લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ :
રાવપુરા : વડોદરા.

# કર્તાની નોંધ

૧. ઘણાંખરાં લખાણ તારીખના જ ક્રમે છાપ્યાં છે, પણ એ બાબતમાં એકબે સ્થળે ભૂલ થઇ ગઇ છે તે વાચકો જરૂર લાગે તો — બહુ જરૂર તો છે નહિ — સુધારી લેશે.

૨. કોઇ ઠેકાણે એવું જણાશે કે લખનારના વિચારમાં પરસ્પર વિરોધ છે; આમ થવાનું ખરૂં કારણ એ હશે કે જુદેજુદી મનોવૃત્તિમાં ને જુદેજુદા વાતાવરણમાં લખાણ થએલું તેથી એવો ભાસ થાય. બાકી, પ્રત્યેક વૃત્તિવાતાવરણને પોતાને તો વફાદાર રહેવાનો લખનારનો યત્ન છે એ દેખાઇ આવવું જોઇએ.

૩. એવું બનવાનો એક વધુ ખુલાસો એ કે મથાળેની તારીખ, ટ્રેન કે સ્ટીમરમાંના દિવસની ને ત્યાંના બનાવો કે અનુભવોની હોય, પણ, અધૂરી ડાયરી આગળ ચલાવવાનું (કે, એ લખવાનું જ) ઘણા દિવસ બાદ ઘરમાં બન્યું હોય; એટલે, નિરાળા પરિવેષ્ટનના નવા રંગે મૂળ વસ્તુ થોડીક તો રંગાય જ.

૪. ડાયરીમાંથી નકલ કરી હમણાં પ્રેસ-કોપી તૈયાર કરતાં પણ થોડા સુધારા ઉમેરા વગેરે થયું છે. તેથી જ, આપણી ભાષાએ ૧૯૩૨માં જ પહેલીવાર જાણ્યાં એ બે પદ — 'સુલતાની હુકમ' ને 'જલતી નિશાની' (પૃ. ૧૦૯) — ૧૯૩૧ના માર્ચની ડાયરીમાં દેખા દે છે. આવો કોઇ બીજો દાખલો પણ શોધતાં જડે.

૫. આશરે અર્ધા ભાગનું લખાણ અહીં પહેલી વાર પ્રગટે છે. એવાને અનુક્રમણીમાં ફુદડીદાર બનાવ્યું છે.

૬. આશરે દશમા ભાગનું અલ્પરસિક કે અરસિક લખાણ છ સ્થળે પેસી ગયું છે. આમ શાથી? તેની પહેલાં-પાછીની

છે તેવી ) રસમયતાને વહેવાની નીક એ જ રીતે બંધાઇ શકે ને પ્રવાહ એમ જ અખંડિત રહે તેવી દુર્દશા વસ્તુની હોવાથી.

૭. 'કૌમુદી ' ફંડ માટેના આ બેમાંનો એકે પ્રવાસ સળંગપણે વર્ણવાયો નથી; કારણ, ટુંકા સમયમાં કરવાના લાંબા પ્રવાસને નિયમિત ડાયરીલેખન સાથે અણબનાવ હોય છે.

૮. જોડણી થોડીક ઉલટીસુલટી માલુમ પડશે. કેટલાક મુદ્રારાક્ષસો ને રાક્ષસબાલો પણ અહીંતહીં લપકીને તમને બીવડાવવાના જ. એ માઠાં પરિણામ માટે કશું બહાનું બતાવવાનું નથી. એ બધું થતાં થઇ ગયું — બંને પ્રૂફ લખનારે જાતે (અને તે, બહુધા પૂર્ણ જાગૃતાવસ્થામાં) જોયા હોવા છતાં.

**ભાવનગર**

શ્રાદ્ધની સાતમ ૧૯૮૯

# અનુક્રમણી

## વિભાગ પહેલો

### કરાચીપ્રવાસ



## વિભાગ બીજો

### રંગૂનપ્રવાસ

# કર્તાના બીજા ગ્રંથો

## ભૂતકાળના

૧ પ્રભાતના રંગ ( ૧૯૨૭ )
૨ એક ક્રાંતિકારની આત્મકથા: ક્રોપોટકિનકૃત ( ૧૯૩૨ )
૩ અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો: બોસ્ટવિકકૃત ( ૧૯૩૨ )

## ભવિષ્યના

૪ આર્ય સંસ્કૃતિનું રેખાદર્શન–ભાગ ૧ ( ઋગ્વેદકાલ )
૫ બ્રહ્મર્ષિ વસિષ્ઠ
૬ કવિ નર્મદાશંકર
૭ નવલરામ
૮ વાઙ્મય અને વિવેચન ( ત્રણ વ્યાખ્યાનો )
૯ સાહિત્યદર્શન
૧૦ પંદરમે વર્ષે ( સાહિત્યચર્ચા ને સાહિત્યજીવનનાં લખાણો )
૧૧ અઢારવીશ અવલોકનો
૧૨ મનનમાળા
૧૩ દૃષ્ટિપરિવર્તન – ૧ ( ટૉલ્સ્ટૉયકૃત )
૧૪ રાજકીય ધ્યેયો અને ભાવનાઓ ( સી. ડી. બર્ન્સકૃત )
૧૫ વાસરિકા
૧૬ નિબંધિકાઓ

આ પ્રવાસોના આદ્યપ્રેરક

ચંદુભાઈ, ડોલરરાય

અને

ધારેખાનને

સ્નેહપૂર્વક અર્પણ

# ખુરશી અને તરી

## પ્રવાસડાયરીનાં થોડાં પાનાં

# કરાચીને પંથે

તા. ૨૯ : ૩ : ૧૯૨૯

## ૧

ટેન્ટેલસને દેવોનો શાપ હતો કે મીઠાં જળે ભરેલી નદી અહર્નિશ તેનાં પગ ફરતેથી વહી જતી હોય, છતાં એ જ્યારે તૃષાતુર બની પીવા માટે નદીમાંથી ખોબો ભરે ત્યારે ખોબામાંનું પાણી કાંકરા બની જાય. આજે કરાચી જવાની સેકંડની ટિકીટ લઇને હું ઉત્સાહભર્યો, ગામડિયાની જેમ એક કલાક વહેલો, સ્ટેશને પહોંચ્યો ત્યારે પણ એવું થયું. સેકંડ ક્લાસોનું એકેએક ખાનું ખાલી હતું, ને એકેએક આખું રીઝર્વ્ડ હતું ... ... ... હવે ? ત્યાં તો સાથે આવેલ કારકુને ધ્યાન ખેંચ્યું કે તમારી ભૂલ થાય છે, પેલો સોલ્જર બેઠો છે તે સેકંડ રીઝર્વ્ડ નથી, કેમ કે તેની પર લેબલ નથી. કારકુનનું કહેવું સાચું છે કે કેમ એ જાણવા ડબાના શરીઆ પર નજર કરી. ત્યાં લેબલ ન દેખાયું એટલે હું એ ખાનામાં ચઢ્યો, સામાન અંદર લેવરાવ્યો,

ને, વાંચવાની સગવડ માટે ડાબી પાસથી અજવાળું આવે એવી બેઠક પર બિસ્ત્રો છોડી, ત્યાં નિરાંતે બેઠો. નિરાંત હતી, પણ ઉપરછલી. હજી હું ડબા બહાર હતો ત્યારની જ સોલ્જરની નજર, જાણે મારા મોં પર એને અખૂટ વહાલ હોય તેમ, મોંને નિરખ્યા જ કરતી હતી. હવે હું અંદર બેઠા બાદ તો તે વધારે એકાગ્ર થઇ. આ કારણે, મનમાં તો જરા ય સ્વસ્થતા નહોતી. શા માટે તે એવી રીતે જોતો હશે? હું જેવા કાળાની કાળી હાજરી એની ગોરપને ખૂંચતી હશે કે શું? જો એમ હશે તો તો, દેશી છાપાંવાળા આપણું રાષ્ટ્રીય લોહી તપાવવા સારૂ થઇને, રેલવે–રણક્ષેત્ર પરના હિંદી–યુરોપી વિગ્રહના જે કિસ્સા ક્રોધાળ મથાળાં સહિત અવારનવાર છાપે છે, તેવો જ એક અહીં પણ બની જવાનો. આ વિચાર આવતાં જ તેના રાઠોડી શરીર અને મારા સુદામાશરીર વચ્ચેનો ભેદ મને અકળાવવા લાગ્યો. પણ બીજી જ પળે અકળામણ માટે શરમ આવી. મારે વળી બીક શી? ને, કોની? હું જેવો અનેક જંગોનો જીતનાર, અગણ્ય સાહસોનો ખેડનાર, આમ એક જોરાવર પરદેશીને દેખતાં જ બીએ, એ કેટલું હીણું? એ જંગો તો, અલબત્ત, કાગળ પર જ ખેલાયા હતા; અને એ સાહસ, આના-કાની કરતા પૈસાદારોનાં ખિસ્સાં ફત્તેહમંદીથી હલકાં કરાવવામાં સમાયલું હતું. પણ તેથી શું? એ અનુભવોએ નૈતિક હિમ્મત તો મારામાં ઠીક-ઠીક કેળવી હતી. એટલે એ દેવીનું શ્રદ્ધાપૂર્વક આવાહન કરીને, મેં જરા મુશ્કેલીથી પણ સોલ્જરની આંખ સાથે આંખ મેળવી... સમભાવ એ આંખોમાં સ્પષ્ટ તરવરતો હતો, જરા ભરાવદાર રતુંબડી મૂછો હેઠળથી સહેજ સ્મિત કરી, આસ્તેથી ને સ્થિર અવાજે હવે તે બોલ્યો : "ધિસ કમ્પાર્ટ-મેન્ટ ઇઝ રીઝર્વ્ડ, આઇ થિંક." વિ: "એક્સક્યુઝ મી, બટ ઇટ્સ નોટ. ધેર્સ નો લેબલ આઉટસાઇડ." સો: "ઓ, ધેર વોઝ–ધેર વોઝ" કરતો એ ઊભો થયો ને ડબા બહાર ગયો. બારીમાંથી મેં ડોકું બહાર કાઢી, એને જેવો નીચે વળતો ને જમીન પર પડી ગએલું લેબલ ઉપાડતો જોયો કે તુર્ત જ, તેના "હીઅર ઇટિઝ"ને પૂરૂં સાંભળ્યા પણ વગર, "એ ...

... આઈ'મ સોરી " કરતો'કને હું ઊભો થઇ ગયો, બિસ્ત્રાને પાછો કૈં બાંધ્યોકર્યો નહિ પણ વીંટાળ્યો, અને સામાન લેવરાવી આવવાનું કારકુનને કહી, મારી હાથથેલી કાંડે ભરાવી, ઉતાવળે ખાનામાંથી ઊતરી પડયો.

ઊતર્યા પછી પહેલું કામ એ કર્યું કે ગાડીનાં બધાં લેબલને ધારીધારીને ફરી એક વાર વાંચી આવ્યો—એવી આશાએ કે એકાદ બર્થ પણ ક્યાંઇ ખાલી હોય તો તેમાં દસી જવાય. પણ આ ઇસ્ટર સમયના સહેલાણી-ઓ એવા કાચા નહોતા કે એક પણ બર્થ, અગાઉથી રીઝર્વ નહિ કરાવનાર મારા સરખા પશ્ચિમબુદ્ધિ માટે ખાલી રહેવા દે. અને અગમબુદ્ધિ બનવામાં મને અડચણ એ નડી હતી કે બર્થ રીઝર્વ કરાવવા આગલે દિવસે છેક નદી-પારથી (ગાડીમાં પણ) સ્ટેશન લગી આવવાની બરાબર તાકાત (તાવ તુર્તનો જ આવી ગએલ તેથી) નહોતી, ને બીજાં તાકીદી કામોની પતાવટમાંથી પરવાર મળવો પણ અશક્ય હતો.

આ બધું છતાં, બુદ્ધિ કરતાં યે અત્યારે તો વધુ સબળ હથિયાર મારા હાથમાં મોજૂદ હતું; અને તે, મેં દા ... બીને ડાબા હાથમાં પકડી રાખેલી સેકંડ ક્લાસની ટિકીટ. રેલવે કંપનીએ એક વાર પૈસા લઇને મને એ વેચી જ છે, તો મારે માટે—એક સેકંડ ક્લાસ પેસેંજર માટે—ગમે તેમ કરી જગ્યા કરવા-મેળવવા એ બંધાયલી છે. આ વિચારે અત્યાર અગાઉના ગભરાટને હળવો કર્યો. થર્ડની ટિકીટ હોત તો મારા પગમાં હવે પ્રગટવા માંડેલ નવું જોર હું અનુભવત કે કેમ, તેની તો શંકા જ સમજવી. ઘણાં ખરાં થર્ડક્લાસિયાંની મનોદશા પણ થર્ડ ક્લાસ જ હોય છે ને ? રેલવે-નોકરની સામું ગૌરવપૂર્વક જોઇને તેને કશી પૂછપરછ કરવાના રામ પણ એમનામાંથી કેટલા થોડામાં હોય છે ? એવી માયકાંગલાઇ જોઇને રેલવે-વાળા પણ એમને વધારે જ તુચ્છકારે એમાં કૈં નવાઇ ? બીજી તરફ, આ લીલા કાર્ડના કટકામાં એવું જાદુ ભર્યું છે કે તમે ખાદી પહેરી હોય ને બધી વાતે—ચહેરેમહોરે ને તન્દુરસ્તીએ સુદ્ધાં—મુફલિસ દેખાતા હો છતાં, ઘણી-ખરી વાર, પેલા કલેક્ટરો ને ઇન્સ્પેક્ટરો બધા ( ભલે, વખત પર, ચેરીમેરીની

આશાએ પણ, ) તમારા તાબેદાર સેવકો બની જવા હોંસીલા દેખાય છે.

ખાલી બર્થ નથી જ એમ લાગ્યું ત્યારે સામાન કારકુનને ભળાવી, હું પ્લેટફોર્મને સામે છેડે, પોતાની ઊભી મિજલસમાં મળેલા ને ગપાટા હાંકતા મારા ઉદ્ધારકો–રેલ્વેનોકરો–પાસે પહોંચ્યો; ને મારી દુર્દશા એમને નિવેદન કરી. એમના જવાબનો સાર એ હતો કે તેઓ પોતે તો મારું સંકટ ટાળવા અસમર્થ છે, પણ જે એક બીજો અમલદાર થોડી જ વારમાં સેકંડના ડબાઓ પાસેની પુણ્યભૂમિમાં અવતાર ધરવાનો છે, તેનું શરણ મારે શોધવું.

પાછો હું હતો ત્યાં આવ્યો. આવીને, જે વાતોડિયા કારકુન સાથે હું બીજે વખતે અભ્યાસપૂર્વકની અતડાઇથી વર્તું છું, તેને લગભગ દયામણે મોંએ ને સ્વરે જાહેર કર્યું કે મુશીબત ટળવાની આશા જ છે, ખાતરી-ખાતરી કોઇ આપતું નથી.

પછી દસબાર મિનિટ વીતી ગઇ.

અંતે એક નીચો, અમલદારી તોરથી છેક બેનસીબ, — ઊલટો મારા જેવો નરમ ને નિષ્પ્રભાવ (અને છતાં પોતાના ગુણવેષ વડે જ જરા ગૌરવ-શીલ બની જતો ) માણસ ત્યાં આવ્યો. ચાલતોચાલતો એ પૂરો મારા સુધી પહોંચે તે પહેલાં જ મેં આગળ વધીને તેને આંતર્યો “ ઇઝ ધેર નો ઍકોમોડેશન ઇન ધ સેકંડ કલાસ ? ”—“ધેર ઇઝ. કમ હીઅર પ્લીઝ ” કહીને તે એક ડબામાં ચઢ્યો, ને મને પણ તેમ કરવાની નિશાની કરી. “ બટ ” મેં તેને ભૂલ કરતો જોઇ, કૈંક તેની દયા પણ ખાઇ, કહ્યું “ઇટ્સ રીઝર્વ્ડ.”—“ યસ, બટ મેઇન્લી ફોર સ્લીપિંગ, ફોર નાઇટટાઇમ. ”

પ્રવાસના શાસ્ત્રનું એ ઉપયોગી સૂત્ર હું તો આજે પહેલવહેલું શીખ્યો. શીખ્યો, ને એ શિક્ષણનો લાભ પણ પૂરેપૂરો ઉઠાવ્યો. જે બેઠક પર પેલા ટ્રાવેલિંગ કંડક્ટરે (કે એ જે હોય તેણે) મને ગોઠવ્યો હતો, તેનો કાયદેસરનો પણ આળસુ હકદાર હજી આવ્યો નહોતો, એટલે મેં બેઠકના અર્ધાપોણા ભાગ પર બિસ્ત્રો બિછાવી દીધો, અને, જાણે કે વધારાના થોડા પૈસા

આપીને દિવસો અગાઉથી મારે માટે બેઠક મેં રોકાવી હોય તેમ આસાનીથી, નચિંત જીવે, પગ લંબાવી તેના પર પડ્યો.

થોડી વાર થઇ ત્યાં એક બેઠા ઘાટના, સ્લેટરંગી, દેશી પોષાકવાળા આધેડ ગૃહસ્થે આવીને બહારના શરીઆ પરના લેબલને તપાસવા માંડ્યું. બરાબર તપાસીને તેઓ અંદર ચઢયા, બેઠકોના નંબર વાંચ્યા, મારી બેઠકવાળો નંબર ધારીને બે વાર જોયો, પછી મને પંડને એક જ વાર પણ ખૂબ ધારીને જોયો, અને મારા ચરણરજ સેવક હોય તેમ, સુંગાસુંગા મારા પગ પડખેની ખાલી જગ્યામાં બેઠા. આ બધો વખત હું તો બારી બહારની પ્લેટફૉર્મલીલામાં મશગુલ હોઉં તેમ ત્યાં જ જોયા કરતો હતો. ગૃહસ્થે ધાર્યું હોત તો મારા ઢોંગનું આવરણ ઉતરડી શકત, લંબાવેલા પગને ટૂંકા કરાવી શકત, ને મને ત્યાંથી ઉઠાડવાનાં પગલાં પણ કદાચ ભરત. પણ, કાં તો ( પાછળથી જણાયું તેમ) પોતે ફક્ત પાલણપુર સુધી જવાના હતા તેથી, કાં તો મારા દર્દી જેવા દેખાવથી દયાભાવે પ્રેરાઇને, ગમે તે કારણે, પણ એમણે એ પોતાની હકસરની બેઠકને સુવાંગ કરી લેવા, કે તેની પર વધુ જગ્યા મેળવવા, કશી હિલચાલ કરી નહિ. આવા સદ્‌ગૃહસ્થો મને પ્રવાસ દરમિયાન ઘણા મળે એવી પ્રાર્થના મેં પ્રભુને કરી.

૨

વીસેક મિનિટ બાદ ટ્રેન ઉપડી. ઉપડ્યા પછી મેં સામી બેઠકના બેસારુઓને નિરખી લીધા. તેમાંના બે સિંધી હતા; એક પશ્ચિમરંગી, જાંગલો, ને હવેરાટિયો, ઉત્પાતિયો; બીજો કોટપાટલૂનવાળો જ, પણ નમ્ર અને શાંત. એ બેની વચ્ચે કોઇક ત્રીજો હતો તેની જાતભાત કૈં બરાબર પરખાઇ નહિ. ટ્રેન ચાલ્યા પછી ને ઘણી વાર થઇ ગઇ તો પણ અમે પાંચેપાંચ, સાચા સેકંડકલાસીઓને છાજે તેમ, અમારી અંગત બટુકડી દુનિયાઓમાં વિહર્યા. અમારા વેશ એકેકથી જુદા હતા, તેવી રીતે દેશ પણ દરેકનો જુદો હોય તેમ, ન પૂરું અમે એક બીજાની સામે જોયું, કે ન વાત કરી. કર્યું તે માત્ર એટલું કે બે જણે છાપાં વાંચ્યાં,બીજા બેએ આતુરતાહીન આંખે બારી

બહાર જોઇ રાખ્યું, ને પાંચમાએ ડોકું છાતી પર નાંખી દઇ, બેઠાબેઠા જ ઝૂકવા માંડ્યું. અમે પાંચે એ ઘડીએ તો જાણે સ્વપ્રેમી એટલા જ સમાજ-દ્વેષી હતા. પાપણી પાશ્ચાત્ય સંસ્કૃતિનો એ એક વધુ દુષ્પ્રતાપ !

પણ ઘડીક પછી સાબરમતી આવી ત્યારે તો એ સંસ્કૃતિને વખાણવાનું મન થાય તેવું કૈંક નજરે પડ્યું. એમ નહિ કે સાબરમતી પશ્ચિમની એક ઉત્તમ કૃતિ છે, અને એવી લેખે આપણે તેને આયાત કરી હોય તેમ એને જોઇ આનંદવાની આપણી ફરજ છે. એમ તો નહિ. પણ એ નદી પર નવો પુલ બંધાતો ( કે પછી જૂનો સમારાતો ) હતો. તેને અંગે મોટાં મોટાં લોઢાં ને મશિનરી તેના પટમાં વેરાયલાં હતાં, અને એકબે ગોરા કે અધગોરાઓની પ્રેરણા પીતાપીતા ઘણા કાળાઓ ત્યાં અર્વાચીન ઇજનેરી વિદ્યાનો નાનો સરખો ચમત્કાર બતાવી રહ્યા હતા. આવું દૃશ્ય જ્યારે-જ્યારે દેખાય ત્યારે આશ્ચર્યાન્ધ બનવાનો દરેક હિંદીનો જે પરમ ધર્મ, તે મેં પણ આ પ્રસંગે બજાવી, પુલ અને તેના ઉદ્ધારકોને માનસિક પ્રણામ કર્યાં. પણ આ એક જ પ્રસંગે શા માટે ? જેટલીજેટલી વાર હું પુલો કે રેલવે, આગબોટ, કે મિલો ને બીજાં જંગી કારખાનાં જોઉં છું, તેટલી બધી યે વાર દલપતયુગના આપણા દાદાઓ કરતાં પણ વધારે અંગ્રેજાનુરક્ત બનીને, હું એ પ્રજાને કોટિકોટિ પ્રણામો કરું છું, સાથેસાથે વિમાસું પણ છું કે એ પરગજુઓના હાથમાં આ પુરાણિયો દેશ ન પડ્યો હોત, તો એનું બિચારાનું થાત શું ?

‘ પુરાણિયો દેશ ’ ! એ પદ કાગળે માંડતાં જ મને વેદપુરાણોમાં પ્રસિદ્ધ એવાં બે નામો—અને આ પ્રસંગે તો ખાસ—સાંભરે છે : વિશ્વામિત્ર અને ભગીરથ. એમાંના પહેલાએ શતદ્રુ પર કોઇ પ્રાચીનતમ ગંજાવર પુલ બાંધેલો; અને બીજાએ કદાચ પૃથ્વી જેટલા જ જૂના ગંગાપ્રવાહની નહેરો રચી, તેનાં કૈંકૈં અદ્‌ભુત બાંધકામ હાથ ધરી પાર પાડેલાં. એ બનેલી હકીકતોને પાછળથી દ્રષ્ટા કે પુરાણકારે ગમે તે કારણે માનવાતીત રૂપ આપ્યું—એકે કહ્યું, ઋષિના મંત્રબળે કે સ્તુતિએ નદીજળને ખસવાની ફરજ

પાડી; બીજાએ કહ્યું, રાજાના તપોબળે મહાદેવમદદથી ગંગાવતરણ સ્વર્ગમાંથી કરાવી આ પાપિની પૃથ્વીને પવિત્ર કરી દીધી,–એ બધી જુદી વાત. પણ ખરી રીતે તો એ બંને પણ મહાન ઇજનેરો નહોતા ? – જગતના સૌથી જૂના ઇજનેરો, ને વળી પોતાના સમયના તો કદાચ સર્વશ્રેષ્ઠ ? તો પછી આજનો હિંદી પણ તક મળતાં, કે પરાણે એ મેળવીને પણ, શા માટે જુદીજુદી અર્વાચીન પ્રચલિત વિદ્યાઓનો પારંગત ને નવીઓનો શોધક ન બની શકે ? અથવા, એ બનવા માંડ્યો પણ છે એના પુરાવામાં બોઝ ને રાય, કે મેઘનાદ સહા કે રામન ને રામાનુજમ્ જેવાના નામોચ્ચાર જ બસ નથી ? માત્ર, એ પાંચ છે તેવા પંદર થાય, ને કોઇક દહાડો પંદરના પંદરસો થાય, ત્યાં લગી તો આવા વિષયોમાં પાશ્ચાત્યોની આંધળી ઉપેક્ષા કરવી આપણને નહિ પાલવે, એવી સમજ હમણાં આપણામાં છે નહિ, કે નજેવી છે, તે હવે ઊગવી પ્રસરવી ને સ્થિર થવી જોઇશે.

૩

વચ્ચે કાલોલ ને એવાં થોડાં સ્ટેશનો પછી મહેસાણા આવ્યું. (આ કલોલ કે કાલોલ ? ને, આવું જ એક નામ પંચમહાલ જિલ્લાની ભૂગોળ ભણતાં ગોખેલું, તેનો ઉચ્ચાર શું થાય ? ) ટ્રેન ઉભી રહ્યાને થોડી વાર થઇ, ત્યાં ડાબા હાથ તરફના પાટા પરની ટ્રેનમાંથી મારૂં નામસંબોધન, અને, " કેમ છે હવે ? ઉપડ્યા કે કરાચી ? " એ સવાલો સંભળાયાં. પાટણથી પાછા ફરતા એ મારા મિત્ર ગ— હતા. એમની ભેગા પરિચિત સજ્જન દ— પણ હશે એમ લાગ્યું. એ બેઉનો આમવર્ગી આત્મા મને સેકંડમાં જોઇને અકળાઇ ગયો હશે, " આ 'ભેખધારી' વળી સેકંડ-કલાસના શોખ શું જોઇને કરતો હશે ? " એવું કૈંક બંનેએ પોતાનાં મનને અને માંહોમાંહ પૂછ્યું હશે, એમ, ગ— પાછળથી મારી પાસે આવીને કેટલીક વાત કરી ગયા, તે પરથી સમજાયું. ખુલાસામાં એમણે જ મારી તાજેતરની માંદગી દ—ને ચિંધી હશે એવું પણ સમજાયું. અને મુખ્ય કારણ એ જ હતું, તેથી મેં પણ વાત લંબાવી નહિ.

૪

આ ઉત્તર-ગુજરાતી સ્ટેશનોને ઘુમ્મટ શા માટે ચઢાવ્યા હશે? સ્ટેશનો મંદિરો જેટલાં જ પવિત્ર હોવાં જોઇએ એમ સૂચવવા ? કે, ગાંધીજીની વ્યાખ્યા પ્રમાણે, આપણાં કેટલાંક મંદિરો જેમ કુટ્ટણખાનાં છે, તેમ કેટલાંક સ્ટેશનો અનેક રીતે જુલમખાનાં છે—એ, બેઉ વચ્ચેનું અમુક તરેહનું સામ્ય દર્શાવવા ? કોણ જાણે ... ... ... અને ઘુમ્મટને કલાચિન્હલેખે સ્વીકાર્યો હોય તો પણ આવા બેડોળ ને મેલા ઘુમ્મટોથી કલાસિદ્ધિ થતી નથી એ તો ચોક્કસ. સ્ટેશનોમાં કલાસૌંદર્ય આણતાં તો આપણા કરતાં ફ્રેંચોને વધારે આવડે છે. ઉદાહરણ: એમનું સેંટ ચાર્લ્સનું ભવ્ય સ્ટેશન, જેની પોસ્ટકાર્ડ-છબિ થોડા દિવસ પર જોવામાં આવી હતી; અને જે ખરેખર કલાકૃતિ હોવાનું એક નજરે જોનારનો પત્ર સાક્ષી પૂરે છે. એવું સ્ટેશન બાંધવાનું તો આપણે સ્વરાજ્ય મળ્યા પછી, પ્રજામાં તવંગરી ને કલાપ્રેમ પૂરતા પ્રમાણમાં પથરાયા પછી, કેટલેક દસકે વિચારી શકીએ તો સદ્‌ભાગ્ય. હા, અત્યારે (મેં જોએલાંમાં) બોરીબંદરને (ભલે પરદેશી, પણ) કલાનો અમુક રીતનો નમૂનો કહી શકાય. પણ તેની એવીએવી કલા યે, મુખ્યત્વે તો તેની છબિઓમાં જ દેખાય છે. પ્રત્યક્ષ સ્ટેશન તો એટલું ધૂળ ખાઇ ગયું ને કાળાશ પર ચઢી ગયું છે કે તેના સ્થાપત્યગુણ કરતાં માલિન્યગુણ વધારે જલદી નજરે પડે.

સિદ્ધપુર આવ્યું એટલે આઠ વરસ પરની તેની મુલાકાત સાંભરી. જેમાં ઘુંટીયે પૂરી બૂડે નહિ એવી છીછરી સરસ્વતી; જેમાં ઘુંટી ખાસ્સી આખી ને આખી દટાવા માંડે એવા રેતાળ ધૂડિયા રસ્તા; મહાન ઐતિહાસિક ખંડેરને શોભતી રીતે ગામ બહાર નહિ, પણ શેરીમાં જ, અનેક ઘરોની વચ્ચે અને મસીદને અડકીને છતાં તેનાથી ઉંચો જ ઊભેલો, કોઇ સ્વાભિમાની ને ઘાયલ, ઘાયલ છતાં જાણે હજી ય ઝૂઝવા ઉત્સુક એવા વીરેન્દ્ર સરખો રુદ્રમાળ; શ્રાદ્ધ સારવાનો શહેર બહારનો ગંદો કુંડ ને ત્યાં લગી ચૈત્રને તડકે

તપતો અમારો કાફલો ગએલો તે અનુભવ: આ સ્મરણોના દેશમાં આંખો મીંચી લોટતો હતો ત્યાં પાલણપુર આવ્યું એટલે મારા પેલા પરોપકારી મિત્ર ઉતરવાની તૈયારી કરી ને ટ્રેન ઉભી એટલે ( અમારી વચ્ચે થોડી વાત ને ઓળખાણ જેવું થએલ છતાં ) કશું સાહેબસલામ કર્યા વગર ઊતરી પડ્યા.

૫

થોડી વારથી જમણા હાથની ક્ષિતિજનું દશ્ય બદલાવા માંડ્યું હતું, તે હવે ટ્રેન આગળ વધી તેમ વધારે બદલાયું. ક્ષિતિજ પરની ભૂમિએ અત્યાર સુધીમાં ઝાઝો સમય આકાશનો ભાર પોતાને ઉરે ધારી રાખેલ, એ ભારથી તેને જાણે રાહત આપવા આકાશને હવે પોતાને શિરે ઉપાડી લેતો પર્વત;–પહેલાં એક જ શિખર, પછી બે ને ત્રણ, પછી આખી શિખરમાળ–પહેલાં ડાબી પાસ, પછી જમણી પાસ પણ;–પહેલાં દૂર, ઝાંખી અને કાવ્ય-પ્રેરક; પછીથી પથ્થરાળ સૂકી ને ઝાડીઝાંખરાળી, ગદ્યમાં પણ વખાણવી ન ગમે તેવી–પહેલાં તો, રેલવે ટ્રેન જેવી મ્લેચ્છિયા શોધ પોતાનાં પૃથ્વીજૂનાં તપયોગને જાણે અભડાવશે એવી બીકે ઘણા ય વખત લગી આઘો જ રહેવાને કૃતનિશ્ચય, પણ પછી તો આર્યોને અહર્નિશ પ્રિય એવો ' વસુધૈવ કુટુમ્બકમ્ 'નો મંત્ર સાંભરી આવતાં, પોતાના બંને મહાબાહુ પ્રસારીને તેમાં, પોતાના સુવિશાલ હૃદયમાં, ઘઉંવર્ણા ને ગોરા આર્યોઅનાર્યો સહિતની ધસમસતી ટ્રેનને સમાવી લેતો: આવો પર્વત અને આવી અર્બુદગિરિની પર્વતમાલા દૃષ્ટિગોચર થયાં.

વર્તમાનના આ ગૌરવશીલ દશ્યે એક ભૂતકાલીન ગૌરવને પણ મનમાં તાજું કર્યું–એક જ બનાવનાં બે જુદાજુદા સાહિત્યકારોએ રચેલાં વર્ણન જાણે સુણાયાં:

પુરાણકારઉવાચ : " પૃથ્વીના સર્વે પર્વતોમાં શ્રેષ્ઠ એવો તે જ આ મહાન અર્બુદાચલ પર્વત, જેનાં પરમ પાવનકારી શૃંગો પર, અસંખ્ય સૂર્યોનાં તેજે ઝળહળતા બ્રહ્મર્ષિવર વસિષ્ઠગુરુએ, અનેકાનેક યુગો પહેલાં, અગ્નિકુંડમાંથી ક્ષત્રિયકુલભૂષણ એવાં પરમારપ્રતિહારચૌહાણપ્રભૃતિ પ્રાતઃ-

સ્મરણીય ક્ષત્રિયકુલોને ઉત્પન્ન કરીને આ વિશાળ એવા જંબુદ્વીપની રક્ષા કાજે તે સર્વને નિયોજ્યા હતા ... ... "

ઇતિહાસ કહે છેઃ " મહાભારતયુદ્ધમાં ઘણાખરા આર્ય ક્ષત્રિયો મરી ખૂટ્યા હોવાથી, શકો પહલવો વગેરે વીર્યશાળી પરદેશી જાતોની દેશના રક્ષણ ખાતર શુદ્ધિ કરી, વસિષ્ઠાદિ પુરાતન ગોત્રોના કેટલાક દીર્ઘદર્શી બ્રાહ્મણ નેતાઓએ તેમને આર્યોના ક્ષત્રિય વર્ણમાં પરમારાદિક તરીકે સ્વીકાર્યા હતા. એ પ્રાચીન કાળની યશસ્વી શુદ્ધિ–ક્રિયા આ આબુપર્વત પર, અગ્નિ-દેવની સમક્ષ અને તેમને અસંખ્ય ઘૃતાહુતિઓ વડે તૃપ્ત કરીને, ઇસવીસનના આરંભમાં કે તે પૂર્વે થોડાક સૈકા પર થઇ હતી. "

મેં સમેટયું : " અમારે માટે બંને વર્ણન નકામાં છે. પહેલું જો બુદ્ધિગ્રાહ્ય નથી, તો બીજું અમારા અજોડ આર્યત્વને ગ્રાહ્ય નથી ( એને માટે તમારા આજકાલના કહેવાતા ઇતિહાસનાં ગમે તેટલાં સબળ પ્રમાણોનો આધાર હોય તો પણ ). અમે તો એમ જ માનવાના કે આજના ક્ષત્રિય-માત્ર અસલમાં અસલ છાપના આર્યો છે; માનવાના કે, અમારા દેશના જે ક્ષત્રિયકુલતિલકોએ કુસંપબળે કરીને ગયા સાતઆઠ સૈકાથી આ દેશ પરદેશી-ઓને ચરણે અર્પણ કર્યો છે, અને આવતા સાત ને આઠ પંદર સૈકા સુધી જેઓ તેવી જ દશા કાયમ રાખવા હજી પણ જાણે આકાશપાતાળ એક કરતા જ હોય છે, એ વીરવર્યો–કૈં નહિ તો એમનામાંના કેટલાક તો અવશ્ય–કુસંપમૂલક મહાભારતયુદ્ધના જ અવશેષોમાંથી ઊતરી આવેલ અસલ આર્યો છે. "

૬

આબુરોડ પછી થોડી વારે બનાસને સ્ટેશને ટ્રેન ઊભી રહી.—બનાસ ? બનાસ ? ... ... એ નામ છે તો અગાઉ એક વાર સાંભળેલું; હા, જિંદગી-માં એક જ વાર, ને કેટલાં ય વર્ષો પર. પણ એની સાથે શાં શાં સ્મરણો નથી જડાયાં ? ... ... ભાવનગરમાં પીરછલાની આલિશાં નિશાળ; તેના પખતા, નરદમ લોખંડના, જાણે શતકો લગી વણભાંગ્યા ને વણઘસાયા ટકશે

એમ લાગે એવા મજબૂત દાદરો; ત્યાં ઉપલા માળનો એક ક્લાસરૂમ–ખૂબ વિશાળ, ઉંચો, હવાઅજવાળે ભર્યોભર્યો, આસ્ફાલ્ટ વડે કરીને લીસો અને સ્વચ્છ; ત્યાં ભાંગેલા હાથાળી ખુરશી ને જમાનાજૂના ટેબલ પાસેના એ ઉત્સાહ-મૂર્તિ ગાંડાલાલ માસ્તર—કે પછી, ડાહ્યા ને ગંભીર કુબેરદાસ, જો પાંચમીમાં ગુજરાતની નદીઓનાં નામ એ વખતે ભણાવાતાં હોય તો ... ... પચ્ચીસી પરના એ ઉલ્લાસભર નફિકરા દિવસોમાં જે આઠેક વર્ષનો સર્વે વાતે સુખી નિશાળિયો હતો, જેના તનની દુરસ્તી અને મનની તાજગી અણી-શુદ્ધ હતી, અમોઘ લાગતી, તે આજે બનાસના નીરસ સ્ટેશનને ફિક્કા ચહેરા-માંની ઊંડી આંખે એક ધોમધખતી બપોરે ટીકયા કરતો, અજાણ્યો ને એકલો. તરુણ વયનો વૃદ્ધ મુસાફર બની ગયો હતો. ... ... ...

૭

નમતે પહોરે–પોણા પાંચે–મારવાડ જંકશન આવ્યું.

અગાઉ નામ સાંભળેલું ત્યારે મનમાં જે ખ્યાલ ઝાંખોઝાંખો હતો તેણે હવે સ્ટેશન આવતાં સ્પષ્ટ રૂપ ધર્યું: મારવાડ જંકશન ? એવા નામનું વળી સ્ટેશન કેમ હોય ? મારવાડ તો એક આખા દેશનું નામ છે ને ? કે, એક જ ગામનું ? – ના, દેશનું. અને તો પછી, જો દેશ પરથી સ્ટેશનનાં નામ પડાતાં હોય તો, આપણી તરફ કેમ કોઇ ગુજરાત જંકશન કે મહારાષ્ટ્ર જંકશન નહિ હોય ?...આગળ જતાં સિંધ જંકશન પણ આવશે ખરૂં ? ... ... જંકશન તો ' જંગો ટુ જૉઇન ' ( જોડવું ) ઉપરથી આવ્યું છે, એટલે એમ સમજાય છે કે, બીજા અસંખ્ય ચમત્કારોના કરનાર અંગ્રેજોએ આ દેશમાં આવીને, મારવાડનાં જુદેજુદાં ઘણાં ગામોને આ એક ઠેકાણે જોડી દીધાં હશે, ને તેને ' મારવાડ જંકશન ' એવું સરસ મોંભરિયું નામ આપી સ્ટેશન બનાવ્યું હશે. આમ કર્યાનો મોટો ફાયદો એ કે આ એક જ શહેર જોનારથી આખો મારવાડ દેશ પણ સરળતાથી જોવાઇ જાય. કેટલા સરળતાપ્રેરક અંગ્રેજો ! આપણને તો આવી સાદી

કરામત પણ સૂઝે નહિ. સ્વરાજ્યપ્રાપ્તિ માટેની આ એક વધુ ગેરલાયકાત, બીજું શું ?

એક બીજી વાત પણ પહેલાં સાંભળેલી, તે અહીં અનુભવી. આપણી તરફના ‘ ચા બામણિયા ’ વેચનાર પિત્તળ કે કાચના પ્યાલામાં આપણને આ યુગનો એ પરમ સ્વાદિષ્ટ સોમરસ પીરસે છે, પણ અહીંના ‘ચા મારવાડિયા’ વેચનારા સંસ્કૃતિની એ કક્ષાએ હજી પહોંચ્યા નહિ હોવાથી માટીના નાના શા લોટકાથી જ ચલાવી લે છે. પણ એક બાબતમાં તો ગુજરાતી કરતાં મારવાડી ઉદાર ખરો. સ્વાર્થી ગુજરાતી ચિવટપૂર્વક પોતાનો પ્યાલો તમારી આગળથી પાછો માગી જાય છે, ટ્રેન ચાલવા માંડી હોય તો પાટિયે પગથિયાને ચઢીને, જીવનું જોખમ એ રીતે ખેડીને પણ, પોતાનો પ્રિય પ્યાલો પાછો મેળવ્યેજ તમારો કેડો મૂકે છે; આથી ઉલટું, પરમાર્થી મારવાડી પોતાનું પ્રિય પાત્ર, નવું જ, તમને ભેટ આપી દે છે. આટલાપૂરતો એ બેશક સંસ્કારી છે, દુલ્લા દિલનો છે. આપણે ઇચ્છીશું કે તેની દિલદુલ્લાઇ એક ડગલું આગળ વધે ને થોડા જ સમયમાં એ આપણને પિત્તળનાં ( અથવા, જો ધૃષ્ટ ન લાગું તો, જર્મનનાં ) ચહાપાત્રો ભેટ આપતો થઇ જાય—જેથી કરીને, એ પ્યાલા કે લોટીઓને આપણે આપણા મારવાડપ્રવાસનાં અનેરાં સંભારણાં તરીકે કાળજી-પૂર્વક ટ્રંકમાં મૂકી દઇને ઘરભેગાં કરી શકીએ; ને, અત્યારે કરીએ છીએ તેમ, તેના લોટકાને તેના દેખતાં જ તેની સૂકી ભૂમિ પર પછાડીને આગળ વધવાની કૃતઘ્નતાના ગુન્હેગાર વધુ વખત ન બનીએ.

લોટકામાંથી મારા કોપરબરાસના ટંબલરમાં ચા નાખીનાખીને પીતો હતો ત્યાં, ખાખી સાફો હાફકોટ ને બ્રીચીઝમાં સજ્જ એવો, મધ્યમ ઉંચાઇ-નો, ભરાઉ બદનવાળો, ઉજળા ખુશાલ ચહેરાનો, આછું સ્મિત કરતો માણસ ડબાની બારી પાસે આવી ઉભો : “ ટિકેટ્સ પ્લીઝ ! ” આ ટિકીટ ઇન્સ્પેક્ટર ? અમારી તરફ તો આવા ઇન્સ્પેકટરો થતા જ નથી. આ તો જાણે અમારા રાજ્યના ઇમ્પીરિયલ લેન્સર્સનો કોઇ ઉંચી પાયરીનો અમલ-દાર હોય તેવો પહેલી નજરે તો લાગે છે : ને, રૂઆબથી છતાં છટાથી,

વિવેકથી, સુપરિચિતની મીઠાશથી, વાત કરે છે. મેં તો એને જોયો તે પળે માનેલું કે આ કોઇ સેકંડક્લાસનો પેસેંજર છે, ને હમણાં જ અંદર ચઢીને બેઠક લેશે. બાકી, આદર્શરૂપ ઇન્સ્પેક્ટરોમાં આટલી સ્વાભાવિક કુલીનતા શા માટે હોવી જોઇએ ? કે આવું આકર્ષક વ્યક્તિત્વ પણ શા માટે ? એ તો હોય સોટા જેવો ઉંચો દૂબળો ને કાળો; બિનકુદરતી રોફવાળો; કોઇક કાળે ધોળાં હશે એમાં કરચલીદાર કોટપાટલૂનથી વિભૂષિત; ધૂળ-પરસેવે અર્ચેલી કાળી પરદેશી કેપ વડે શોભાયમાન; એવા ગણવેષના પણ દેખાવ-માત્રથી જ ગરીબ ગુજરાતી પર પોતાની પળવારની ગરીબ સત્તાનો દોર ચલાવતો; તોછડાઇને જ સાચો દમામ સમજનારો; અને સેકંડવાળા જોડે પણ, કેટલીક વાર તો, મોટી મહેરબાની કરતો હોય તેવા ઉપલકિયા, શુષ્ક વિવેકે વર્તનારો ... ... એવો હોય આદર્શભૂત ટિકીટ ઇન્સ્પેક્ટર તો; આવો ન હોય.

એ ટિકીટ તપાસી ગયો, ને થોડી વારે ટ્રેન ઉપડી. પણ—આ શું ? પાછી અમદાવાદ કેમ જાય છે ? કે, શંટિંગ જ કરતી હશે ? ના ના, આ તો ચાલી જ આગળ, સડેડાટ. કેમ આમ ? ... ... પણ પછી મને આવા જ આગલા અનુભવો યાદ આવ્યા. અગાઉ એક વાર ભોર ઘાટ પર, ધંધુકા લાઇન વગરટુકડે સળંગ ચાલતી ત્યારે ભાવનગર જતાં બોટાદને સ્ટેશને, અને છેવટ હમણાં જ સાડાત્રણ મહિના પર ગોંડળ જતાં રાજકોટથી ગાડી ઉપડી ત્યારે પણ, ઉલટી દિશાના પ્રયાણે સુલટા સ્થાને મને સહીસલામત પહોંચાડેલ, તેવું જ આ હોવું જોઇએ એમ માની નિરાંતજીવે 'ન્યુ સ્ટેટ્સ-મેન' આગળ વાંચવા માંડ્યું.

૮

મારવાડની ભૂમિ હવા દામ કે શરીરની ભીનાશોને શોષી લે છે તેમ આખાં ને આખાં માણસો શોષી લેવા પણ જાણે સમર્થ હોય તેમ, એ દેશ-માં પ્રવેશ્યા પછી થોડે જ વખતે અમારા ખાનામાંથી બે સિવાયનાં બધાં

માણસો ગેપ થયાં હતાં. બે એટલે હું અને ભાઇશ્રી સિંધમલ. (એમનું ખરૂં નામ જે હોય તે; પણ તેઓ એ જ સિંધી જુવાન જેમને આપણે અગાઉ પહેલા ખંડકમાં 'પશ્ચિમરંગી, જાંગલો ને હવેરાટિયો, ઉત્પાતિયો' એ વિશેષણોથી નવાજ્યા હતા.) અત્યાર સુધી પણ સિંધમલજીએ શાંતિ સેવી નહોતી : અમદાવાદ સ્ટેશને આડદસ વાર નકામી ચઢઉતર તેમણે કરી હતી; આખો રસ્તો પણ, કાં તો અસ્થિર મને છાપામાં કૈં શોધ્યા કરતા, નહિ તો ચકળવકળ આંખે આસપાસના વગડામાં નજરને ભમાડયા કરતા હતા. અને મારવાડજંકશને પોતે બધો ય વખત ડબ્બો તો છોડેલો, પણ પ્લેટફોર્મે છોડીને જાણે શહેર જોવા નીકળી પડયા હોય તેમ, ટ્રેન ઉપડવાની થઇ ત્યાં લગી કશે દેખાતા જ નહોતા. આવો જીવ અમે બે એકલા પડીએ ત્યારે, થોડીઘણી પણ બોલબોલ કર્યા વગર રહે એ અશક્ય હતું. વળી અમારે બંનેએ આખી રાત ભેગા ગુજારવાની હતી તેથી પણ એમને પોતાના ખાદીવેષધારી અજાણ્યા સાથી વિશે–ખરી કે ખોટી, જેવી એ આપે તેવી, પણ–માહિતી મેળવી રાખવાની જરૂર લાગી હોય. આ કારણથી, જંકશન પછીનું મારવાડ પલ્લી સ્ટેશન આવી ગયા બાદ એમણે મારા ચરિત્રનો હજી અણજન્મ્યો લેખક પણ કોઇને નહિ પૂછે એટલી હોંશથી અને કાળજીથી, મારૂં વતન અને ધંધો, ક્યાંથી આવ્યો ને ક્યાં જવાનો, ઉમર અને નામ સુદ્ધાં પૂછી લીધાં. એમાંના ઘણાખરા સવાલોના ટૂંકા અને બને ત્યાં એકાક્ષરી ઉત્તરો મેં ઉઘાડી નામરજીથી છાપામાંથી નજર ખસેડીખસેડીને આપ્યા કર્યા. પણ એમને કૈં મારો કચવાટ સાલ્યો લાગ્યો નહિ. સાલ્યું હશે તો એટલું જ કે મેં પણ એ રીતની પૂછતપાસ કરવાનું માન તેમને આપ્યું નહિ. એમની રીતભાતને પ્રતાપે, એમને વિશે મને બિલકુલ કુતૂહલ થયું નહોતું એમ તો નહિ. પણ આવે પ્રસંગે સામા માણસે પૂછેલા સવાલો તુર્ત ને તુર્ત આપણે પણ પૂછવા મંડીએ તેમાં મને કૈં સાર દેખાતો નથી. ખાસ કરી, પૂછપરછ શરૂ તેણે કરી હોય ત્યારે આપણે મોડા પડીએ છીએ અને આખી વસ્તુની અપૂર્વતા ને આકર્ષણ માર્યાં જાય છે; વધુમાં, તેના એક જાતના ચાળા પાડયા

જેવું પણ થાય છે. એટલે હું તો શ્રી. સિંધમલનું અપમાન કરતો અટકચો, એમના જીવનથી બિનમહિતગાર રહેવાને લીધે, એમ આજ લગી પ્રમાણિકપણે માનું છું.

પણ એક જુદી જાતની મુંઝવણ તો અવશ્ય મને તે વખતે પીડતી હતી: ભાષાને લગતી: એમ નહિ કે તેઓ સિંધીમાં બોલ્યે જતા હતા ને હું એમનું બોલ્યું સમજતો નહોતો અથવા તો બહુ થોડું સમજતો હતો. એમ બનવું સંભવિત પણ નહોતું. 'ભરતખંડ માટે એક ભાષા'ની ચર્ચા આપણે સાહિત્યપરિષદોમાં ઉપાડી પણ શકીએ ત્યાર પહેલાં કેટલા ય વખતથી આંગ્લ-ખંડવાસીઓએ આપણા શિક્ષિતોને તો એવી એક ભાષા ક્યારની આણી પણ આપેલ હોવાથી, ઉભયને સામાન્ય એવા વાણીવાહનની સવળતા તો અમારી પાસે મોજૂદ હતી જ. તેનો લાભ પણ પૂરી છૂટથી લીધો અમે. પણ મારી મુંઝવણ; કરાચી જતાં અંગ્રેજીમાં ન બોલવું એવી મારી પ્રતિજ્ઞા ભંગાઇ, તેમાંથી ઊઠી હતી. ઘેરથી નીકળતાં મેં નિશ્ચય કરેલો કે ગુજરાત બહાર જવું છે એટલે બિનગુજરાતીઓ સાથે કામ તો પડવાનું જ; એવે દરેક પ્રસંગે, શું શિક્ષિત જોડે શું અશિક્ષિત જોડે, હું તો ભાવિ રાષ્ટ્રભાષા હિંદીમાં જ વાત કરીશ; આ યુગમાં, અને મારા જેવા રાષ્ટ્રીયતાના નમ્ર પણ ઉપાસકને મોંએ બીજું કે શોભે જ શી રીતે ? પણ એ નિશ્ચય તો મારી પાછળ ઘરમાં જ પુરાઇ રહ્યો. સિંધમલે સવાલો અંગ્રેજીમાં પૂછવા માંડચા તેમતેમ, ઘણું કરીને ટેવના બળ વડે જ, મારાથી જવાબો પણ અંગ્રેજીમાં જ અપાઇ ગયા. કદાચ એમ પણ મનથી થયું હોય કે ડબાના એ પશ્ચિમ-રંગી પરદેશવેષી ભાઇએ ઉપજાવેલા વાતાવરણમાં હિંદી બિનકુદરતી લાગશે. વળી, આપણે અંગ્રેજી જાણતા છતાં એવે વખતે હિંદીનો આગ્રહ ધરીએ તેથી સામો માણસ મૂર્ખા ગણે આપણને, થોડોઘણો ચીઢાય પણ ખરો, એ ત્રીજી આફત. બેશક આફતો વહોર્યા વિના મોક્ષ નથી—આત્માનો, રાષ્ટ્રનો કે રાષ્ટ્રની ભાષાનો. પણ કોણ જાણે કેમ, એ ઘડીએ તો મારી હમેશની આફતપ્રિયતા અદૃશ્ય થઇ, મારું અન્યથા (વખતે તેમ જ કવખતે) ઉભરાઇ

પડતું વીરત્વ સુકાઇ ગયું, અને મારા જવાબો “મય સંપાદક હું” “કરાચી જાતા હું” ને બદલે “આઇ”મ એ લિટરરી જર્નાલિસ્ટ, કંડક્ટિંગ એ ક્વૉર્ટલી બાઇ નેમ કૌમુદી–મૂનલાઇટ, યુ નો ?” અને “આઇ’મ ગોઇંગ ટુ કરાચી ઑન ધી ઑકેશ્ઝન ધેર ઑફ આ લિટરરી ઍંડ આર્ટિસ્ટિક ફેસ્ટિવલ” એવાએવા બની ગયા.

૯

રાતે આઠ વાગે લૂણી જંકશન આવ્યું. ત્યાં મારા સાથીએ ટ્રેનમાંની જંગમ વીશીમાંથી જમણની થાળી મગાવી અને બેસવાની જગ્યા પર જ એ મૂકીને ખાવા લાગ્યા. અમારો આખો ડબો હવે, એમના આ દુષ્કૃત્યથી અને અમારા નાગરી સંપ્રદાયાનુસાર, અજીઠો થયો. આ બોળાવાડથી મારો નાગર આત્મા ઉછળીઉછળીને બંડે ચઢ્યો. પણ ઉછળીને જાય ક્યાં ? રેલવેવાળા અંત્યજોની જેમ નાગરો માટે પણ જુદા ડબા રાખતા હોત તો તેમાં જઇને મારું શુદ્ધ બ્રાહ્મણિયા–અરે, નાગરિયા ભાતું ખાત. (બીજા બ્રાહ્મણોથી તો લાડુગાંઠિયા જેવી ચીજો ભાતામાં લઇ શકાય. પણ બ્રાહ્મણતામાત્રને ટપી જઇને ઉંચી ચઢી બેઠેલી નાગરતાને તો ભાડભુંજાના મમરાપૌંઆ ને દૂધની મીઠાઇ જેવા પદાર્થો જ મુસાફરીમાં ખપે. ખરું છે કે ચોખામાંથી મમરા અને પૌંઆ બનાવવાની ક્રિયામાં કેટલુંક અજીઠું રહેલું છે; અને એ પણ ખરું છે કે મીઠાઇ પણ હવે તો ઘણી વાર અજીઠાં લાડુ-જલેબીની જોડાજોડ જ વેચાતી હોય છે. પણ એવાંએવાં અનેક ‘ખરાં’ને હજમ કરી જવાં એ પણ અમારા શ્રેષ્ઠત્વવિશિષ્ટત્વયુક્ત જ્ઞાતિધર્મનું જ એક અંગ છે. જે ખરું હોય તેના ખરાપણાનો એમ એકદમ સ્વીકાર કરી લઇએ તો તો અમે નાગર શેના ? પરમેશ્વરે અમારે માથે અનેક પેઢીઓ લગી મુત્સદ્દીગિરીનો ભાર ચઢાવીને ખરાં વચનવર્તન માટે અવકાશ જ કેટલો થોડો રાખ્યો છે ? તેથી કોઇ વાર તો એમ લાગે છે કે નાગર જે દહાડાથી રીતસરનો ખરાવાદી થશે તે દહાડાથી એ આર્ય સંસ્કૃતિને પોતાનું લાક્ષણિક અર્પણ કરતો અટકી પડશે.) પણ, “ फक्त नागरों के लिये ”ની છાપ-

વાળો ડબો તો હતો નહિ, તેમ માથાબોળ નાહી નાંખવાની સગવડ પણ નહોતી; એટલે, એ અજીઠા ડબામાંથી નીચે ઉતરી જઇને, લૂણીના વિશાળ ખુલ્લા પ્લેટફોર્મ પરની શુદ્ધ હવા મેં શરીર પર છૂટથી વાવા દીધી અને ઊંડા શ્વાસ લઇલઇને તેને પ્રાણમાં પણ સારી રીતે ભરી લીધી. આટલું કર્યું, ને તરત જ મારા આત્માએ પોતાનું સદીઓ–જૂનું નાગરત્વ પાછું નિર્વિઘ્ને અનુભવવા માંડયું.

૧૦

અમદાવાદમાં જ સાંભળેલું કે સિંધમેલ રણમાંથી પસાર થાય છે, એ તો હમેશાં રાતે જ. આ પરથી, રાત જાગીને પણ જનમમાં કદી નહિ કરેલ એવું રણદર્શન કરીશ એમ મનમાં હતું. પણ મોળી તબિયત અને સેકંડ ક્લાસની પોચી ગાદી પરના બિછાનાએ ભેગાં મળીને મને ઊંઘાડી દેવાનો સંકેત કરેલો. તેથી લૂણી ગયા પછી કેટલીક વારે આંખ મળી ગઇ. આંખ એવી રીતે મળી ગઇ, પણ અંદરથી મને–પેલું ‘ આંતર મન ’ કહેવાય છે તેણે જ કદાચ, કે પછી ‘ સ્વસૂચના’ની અસર હેઠળ પણ મને–મળી જવાની, રણદર્શનની હોંશ અણપૂરી રાખવાની, જાણે ના જ પાડેલી. પરિણામે, પહેલી ઉંઘ પૂરી થઇ ને તુર્ત આંખ અચાનક, આપમેળે જ ઊઘડી ગઇ.

બે વાગ્યા હતા. ટ્રેન સડસડાટ રસ્તો કાપ્યે જતી હતી. રસ્તો, પણ રણવગડાનો વેરાન રસ્તો, જ્યાં જુઓ ત્યાં રેતીના નાના અને મોટા ટેકરાથી છવાયલો રસ્તો. અંધારું હોત અને માત્ર તારા ટમકતા હોત તો એ દૃશ્ય વધારે ભવ્ય, ભયપ્રેર્યું લાગત કદાચ. આ તો, વદ ચોથનો ચંદ્રમા સર્વત્ર પ્રકાશ પાથરીને એ અનન્ય વાતાવરણની ગૂઢતાને કેટલીક હરી લેતો હતો. પહેલી વૃત્તિ તો એ થઇ કે, કવિએ વાદળીને પૂછ્યું છે તે અત્યારની ચંદાને પૂછીને—“ અલિ ! રણવગડે શાં ઢોળવાં અમથાં ? ” —એને શરમાવું અને એ તેજ ઢોળતી કોઇ રીતે બંધ થઇ જાય તો અંધારા વાતાવરણની ભેદભરતાનો આલ્હાદ ઊંડોઊંડો—‘ ઊંડી રજની ’માં વર્ણવાયો છે તેવો કૈંક–અનુભવું. પણ માણસની તરંગવૃત્તિને કુદરત વશ નથી એનું બીજી

જ પળે ભાન થયું એટલે એ પ્રકાશમય રેતવિસ્તારને નજર લંબાવીલંબાવીને, આત્માને તેમાં લીન કરી દઇ, ક્યાં લગી નિરખ્યા કર્યો. મન પણ વિચાર-ઝૂલે ચઢ્યું.... ... આવો આ નિરવધિ શો રણપગથાર અહીં ક્યાંથી? દરિયો તો દૂર છે અને પડોશનો સિંધુનદ ગમે તેટલો ઉભરાય પણ આવું અદ્‌ભુત રણ, ને તે વળી સૈકાઓ લગી ટકે તેવું, અહીં સુધી શી રીતે સરજે? ત્યારે? ... શું એમ નહિ કે આ રણને સ્થાને ઋગ્વેદકાળમાં સમુદ્ર હતો, અને આજનો સિંધુનદ એનો અવશેષ છે એ મત ખરો જ છે? અને તો પછી, જે માર્ગે થઇને અશ્વિનો ભુજ્યુને અઢીસોંક શતક પર લઇ ગયા હતા, તે જ માર્ગેથી અત્યારે સિંધમેલ અમને કરાચી નહોતો લઇ જતો?—ક્યાં એ ઋગ્વેદયુગ, ક્યાં આ સત્યાગ્રહયુગ, અને ક્યાં એ અનાગી યુગ, જે બીજા અઢીસો શતક પછી જગતમાં પ્રવર્તતો હશે? ... ..."ઓ વર્લ્ડ! ઓ લાઇફ! ઓ ટાઇમ!"

## ૧૧

રાત મેં કહી મૂકેલું એટલે સવારે સાત વાગે છોરને સ્ટેશને રેસ્ટોરાં કારનો માણસ 'ટ્રે'માં ચહા લઇ આવ્યો. તેણે બારીમાંથી ટ્રે અંદર દાખલ કરવા માંડી, અને મેં એ લેવા માટે હાથ જેવા ટ્રે પર મૂક્યા, તેવા જ બીજા બે હાથ મારી પાછળથી તેની પર પડ્યા. હું જરા ચમક્યો તો ખરો, પણ એ નવા હાથોના માલિક ભાઇ સિંધમલ છે એમ જોતાં જ, બોલી ઊઠ્યો "ઓ, યુ માઇટ ટેક ઇટ ફર્સ્ટ ઇફ યુ લાઇક." તેમણે "ઓ નો નો, એક્સક્યુઝ મી ..." વગેરે બોલતાં હાથ ઉઠાવી લીધા અને પોતાની ચહા લાવવા પેલાને કહ્યું. ત્યાર પહેલાં એમણે પોતાની ચહાની મારી દેખતાં તો વરદી આપેલી જ નહિ, તેથી કેટલીક વાર સુધી તો એમના ઉપલા, જરા શિકારીશાઇ વર્તનની મને બિલકુલ સમજણ ન પડી; પાછળથી પણ કલ્પના વડે જ એટલું સમજી લીધું કે ચહાવાળા ડબામાં જઇને કદાચ રાતે વરદી આપી મૂકી હશે, અને મારી પાસે જે આવી તે ચહા એમની પોતાની જ હોવી જોઇએ, કેમ કે દેશી ઢબછબ અને પોશાકવાળો,

એક ગરીબડી દેશી ભાષામાં ચોપાનિયું ચલાવનારો પોતાનો સાથી પરદેશી પદ્ધતિની ચહાને અસ્પૃશ્ય જ ગણતો હોવો જોઇએ-આવું કૈંક એમણે માની લીધું હશે.

બંને જણા ચહા પી રહેવા આવ્યા અને ટ્રેન પણ એ સ્ટેશનને છોડવાની તૈયારી કરવા લાગી ત્યાં મારા શૌખીન સાથીને સાંભરી આવ્યું કે પોતાની પાસેની સિગરેટ ખલાસ થઇ છે. એમણે રેસ્ટોરાંવાળો ટ્રે પાછી લેવા આવ્યો તેને તાકીદે સિગરેટ માટે દોડાવ્યો. સિગરેટ આવી, એટલે તેને ફૂંકવા તલપેલાએ નવી શોધ કરી કે પોતાની પાસે દીવાસળી પણ થઇ રહી છે. આ શોધ, અને ગાર્ડની સીસોટી, બેઉ સાથે થયાં. આમ છતાં, કામાતુરને ભય કે લજ્જા એકકે હોતાં નથી એ ન્યાયે, આ સિગરેટવિરહીએ ચીઢાવા માંડેલ રેસ્ટોરાંવાળાની બીક કે શરમ કશુંએ રાખ્યા વિના, તેને ફરીથી તેની દુકાનના ડબા તરફ દોડાવ્યો. એ ગયો તેવો જ ટ્રેનનો પાવો વાગ્યો. ટ્રેન ઉપડી. આ પળે સિંધમલજીનું દુઃખ પથ્થર સિવાયની હરકોઇ વસ્તુને પીગળાવે એટલે સુધી તો વધી ચૂક્યું હતું. થોડીક વધુ પળો, અને પથ્થરને પણ પીગાળવાની શક્તિ એ દુઃખમાં પ્રગટત અને મરણ-વશ કરત એમને કદાચ, કેમ કે ટ્રેન સ્ટેશનમાંથી બહાર નીકળી એ વખતે દુકાનદારે હાંફતાંહાંફતાં આવીને છેલ્લો ઘા એમને-" સા'બ, ખલાસ હુવા; હૈદરાબાદ કુ મિલેગા " – મારી લીધો હતો. પણ એ માણસ એ રીતે આવીને જમદૂતનો ભાગ ભજવે ત્યાર પહેલાં જ, અત્યાર લગી મૂંગે મોંએ પણ રસપૂર્વક બધો તાલ નિહાળી રહેલા એમના સહપ્રવાસીએ દેવદૂતનો સાલો ઓઢી લઇ, સંજીવનીમાત્રાનું નાનું શું બાકસ પોતાની ખાદીથેલીમાંથી કાઢવા માંડ્યું હતું : " યુ વૉન્ટ મેચીઝ, ડુ યુ ? " – " યસ, યસ. ( બાકસ લેતાં ) મેની થેંક્સ. એવર સો મચ ઓબ્લાઇજ્ડ. " પછી ધુંમાડા કાઢતાં, " ઇટ સીમ્સ યુ ઑલ્સો સ્મોક. આઇ ડિડન્ટ નો ધેટ. હેવ વન " કહી એમણે 555 નો ડબો મારી પાસે ધર્યો. મેં નરમાશથી હાથ વડે તે પાછો વાળતાં કહ્યું "નો, થેંક્યુ. આઇ ડોન્ટ સ્મોક." અને પછી

ખુલાસાની જરૂર લાગતાં ઉમેર્યું " યુ સી, આઇ'વ કેપ્ટ ધ મેચબૉક્સ ટુ લાઇટ માઇ લેન્ટર્ન ઇન માઇ ડાર્ક ઍન્ડ લૉંગ-ક્લોઝડ રૂમ વ્હેન આઇ રીટર્ન ટુ અહમદાબાદ બાઇ ધ નાઇટ ટ્રેન " – " ઓહ્ આઇ સી ... "

૧૬

મીર—પુર—ખાસ. કેટલું દબદબાભર્યું એ નામ છે. બીજાં સિંધી ગામોની ઢબે એ ' મીરોરા ' ન કહેવાયું; તેમ, સાદુંસીધું મીરપુર પણ નહિ. એ વક્તાઓને સુપ્રિય એવા આરોહઅવરોહવાળું મીર—પુર-ખાસ જ કહેવાયું. મને શંકા નથી કે એ નામ પાડનાર કંઇમાં—પછી એ સ્ત્રીજાતિની કંઇ હોય કે પુરુષજાતિની,—ઉત્તમ વક્તાના કે પછી ભભકાદાર વરણાગિયાના ગુણો હશે જ. વળી, પ્રજાકીય અને જાતીય માનસ—માનસો—પર પણ એ નામ અણધાર્યો પ્રકાશ નથી પાડતું ? શિરાઝ ઇસ્પહાન અને સમરકંદના વતનીઓએ હિંદમાં જે સંસ્કૃતિ આણી તેમાં આ દબદબાનું, ભપકાનું તત્ત્વ કૈંક આગળપડતું છે. એ તત્ત્વની સિંધ પર વધારે પ્રત્યક્ષ અસર થઇ તેટલાપૂરતાં, ઇસલામે આપેલાં મોંભરિયાં નામો-મીરપુરખાસ, હૈદરાબાદ, મીરપુરમથેલો, મહેરાપુર, મહતાબડેરો, નૌશહરો, શાહદાદકોટ--પણ તેણે શુદ્ધ સ્વરૂપે જાળવ્યાં. આપણ પોચા ગુજરાતીઓથી, કુમળા અને ઘણે ભાગે અતિસુંવાળા ગુજરાતીઓથી, એ ન બન્યું; એટલે, ઇસલામે તો આપણા પાટનગરને ઘણું દબદબાદાર નામ મૂળે આપેલ ( અને દમામદબદબાના પ્રેમી અંગ્રેજે પણ એ અસલ નામ જ સાચવી રાખ્યું છે ), પણ એ આપણી જીભે ચઢ્યું એ તો ઘસાઇ, પીસાઇ, ચંપાઇ, પોચાઇ, ને ' અમદાવાદ ' બન્યા પછી જ.

એ સ્ટેશને સિંધમલને મળવા મિત્રોનું એક આખું ટોળું પધાર્યું હતું. તેના પોતાના જેવો જ એ લોકોનો પણ પહેરવેશ હતો, રહેણીકરેણી ને વિચારો હતા. એ લોકોની ઉભરાતી વિલાયતભક્તિ જોઇને, એવામાં થોડા જ દિવસ પર ગાંધીજીએ સિંધી જુવાનોની એવી ભક્તિ વિરુદ્ધ તડતડતા ઉદ્ગાર કાઢ્યા હતા એ મને યાદ આવ્યા વિના રહ્યા નહિ

વળી એમ પણ થયું કે એ લોકો જો કપડાંચપડાં વગેરેમાં ધુમ ખરચ કરી પરદેશીને એક રીતે ખટાવે છે, તો મારા જેવાઓ પરદેશનાં છાપાંચોપાનિયાં અને ચોપડીઓ ખૂબ અને વારંવાર મગાવીને, બીજી રીતે ખટાવે છે. પણ ઘડીક રહીને એવા વિચારે મન વાળ્યું કે આ બધા તો સ્થૂળ સુખોપભોગ માટે હિંદી દ્રવ્યનો અપવાહ બેફામીથી થવા દે છે, જ્યારે અમે સંસ્કારના વહેરાઓ—પત્રકારો—પ્રજાના સૂક્ષ્મ આનંદ માટે, ઉન્નતિ માટે, શૉવેલ્સ અને ગાલ્સ્વર્ધીનાં કે ' ન્યુસ્ટેટ્સ્મેન ' ' લંડન મર્ક્યુરી ' ને ' સેટર્ડે રીવ્યુ ઑફ લિટરેચર ' વાળાઓનાં ખીસાં ભરીએ છીએ. વધુમાં, આવા પ્રસંગે તો બહુ ખપની એવી અખાની એક લીટી—" જ્ઞાનગગનને ન્હોય દેશકાળ "—પણ મને યાદ આવી ગઇ. એનું રટણ કરતાંકરતાં, અને, પરદેશપ્રેમના ટેકામાં પણ આખરે એક દેશી કવિની ઉક્તિ તો હું ટાંકી શકયો છું,—ઉપલક દૃષ્ટિએ રાષ્ટ્રવિરોધી હોવા છતાં, હકીકતે તો ઉચ્ચતર રાષ્ટ્રવાદી જ છું, આમ વિચારતોવિચારતો, હવે તો ટ્રેન ક્યારની ઉપડી ચૂકી હોવાથી, ડબામાં પ્રતિપળ ધસારો કર્યે જતા ધૂળરેતીના ગોટા અટકાવવા સારૂ બારીઓ બંધ કરવા ઊભો થયો.

# 'ચકલા'ની પાંખ પર

સ્ટીમર 'ચકલા'માં

તા. ૯ : ૪ : ૧૯૨૯

## ૧

બરાબર ૧·૧૭ વાગે અમારી મોટર કેમારીબંદરના ટાવર પાસેથી પસાર થઇ, ને ડક્કા પાસે એ ઊભતાં, અમે કિનારાની અડોઅડની 'ચકલા'ના દાદરે ચઢ્યા. તુતક પરના ટોળાને વટાવીને અમે આ છુટ્ટી જગ્યાવાળી, રૂ. ૨૪) લેનારી (પેલી સાદી તુતક છે રૂ. ૧૩ વાળી) રીઝર્વ્ડ ડેકની (હજી લગી તો) નિરાંતવાળી જગ્યાએ આવી પહોંચ્યા. સામાન મુકાવ્યો. અહીં, મેં આ લખતી વેળા જેને ઓઠીંગણ દીધેલું છે, તે કોલસાની ગુણ સહિતનું, ઉંચુ પાટ જેવું છે. વહાણવટાની ભાષામાં એ કહેવાય 'ફાળકું'. એ હવે સ્ટીમર ઊપડ્યા બાદ જરા વળાયું ચોળાયું. પણ એ વખતે તો કોલસાની રજકણ આસપાસ ઠીકઠીક પથરાયલી હતી.

સામાન મુકાયા પછી, સ્ટીમરના અમલદારોવાળી, આની પાછળ જરા આઘે છે તે તુતક પર અમે ત્રણે (ચં— ને ડો— ને હું) ઊભા.

વારાફરતી ત્રણ સીટીઓ થયા પછી, વર્તાય પણ નહિ તેમ, 'ચકલા'-એ સુમંદ ગતિથી ડક્કાથી અળગી થવા માંડયું. ડક્કા નીચેનાં બંધિયાર ગંદાં પાણી પર માથેથી જે તડકો પડતો હતો, તેના પ્રકાશમાં દેખાતી, ટીંડોરાંની ચીરી જેવડી, પુષ્કળ માછલીઓ સળવળસળવળ થતી હતી.

સ્ટીમર ઉપડ્યા અગાઉ પણ તે વચલા સાંકડા ખાંચમાંથી થોડીથોડી નજરે પડતી હતી. તેમને શોખથી ખાનારા માણસોની વાતો પણ મારા સાથીઓ કરતા હતા.

સ્ટીમરે કાંઠો છોડ્યા પહેલાંનો એક નાનો બનાવ ઉપર નોંધવો રહી ગયો.

અમે જ્યાંથી ચઢ્યા, ત્યાંની તુતકની ચાલને ખૂણે અમે ત્રણે ઊભા હતા, ત્યારે ખુંધાઇભરી આંખોવાળો એક આધેડ મુસલમાન મારે ક્યાં જવું છે, બંગાળી છું કે કેમ, વગેરે પૂછવા લાગેલ. એ સવાલોના તો મેં સીધા જવાબ આપી દીધા પણ તેણે જ્યારે નામ પૂછ્યું, ત્યારે મેં તેને જવાબ આપવાને બદલે ચં—ની સામે જોયું. તેમણે પેલાને અંગ્રેજીમાં (અત્યાર સુધીની વાત હિંદુસ્તાનીમાંજ ચાલેલ) પૂછ્યું કે તમે પોલિસના માણસ છો કે શી રીતે. તેણે હા કહી, એટલે, "તો બરાબર" એમ ચં—એ મારી સામું જોઇને કહ્યું. એટલે મેં મારા પ્રથમાક્ષરો ને અટક એ એ ભાઇને સંભળાવી. સાંભળી તેણે એ, પણ સમજ્યો નહિ; એટલે મેં અક્ષરે-અક્ષરની જોડણી છૂટી પાડીને મારૂં નામ તેના ભેજામાં ઉતારવા માંડ્યું. પણ ચં. કહે, લખી આપો. તેથી પોલિસના જ કાગળપેન્સિલથી તે લખી આપ્યું. હવે ચં.એ તેને "લુઇસ નથી આવ્યો ?" એમ પૂછી, તારા કોઇક સાથીની ઓળખાણ તો અમને છે જ એવું ધ્વનિથી તેના મનમાં ઠસાવ્યું. એ હવે મરક્યો, પોતાને ફરજને અંગે આવી પૂછપરછ કરવાની હોય છે એમ લાચારીથી બોલ્યો અને આઘો ગયો. ચં—કહે, "આ [મારાં ખાદીનાં] કપડાંને લીધે એ લોકો ખાસ વધારે તલાશ કરે જ. તેમાંએ, કોટ હોય તો વખતે ન પૂછે." ડો: "હા, ને આ તો કફની ને ઉપર વળી શાલ જુએ, એટલે —" વિ: "ને માથું પણ ઉઘાડું." ડો: "હા ..." ચં.એ ઊમેર્યું: "હમણાં એસેંબ્લીમાં બોંબ ફૂટ્યા છે તેથી આ લોકો ટ્રેનો ને સ્ટીમરો પર વધુ તપાસ રાખવાના."

એ હશે, પણ આ બનાવે મારૂં તો મારી જાત પ્રત્યેનું માન વધારી

મૂક્યું. મને થયું : "ત્યારે -- મારામાં પણ બ્રિટિશ સલ્તનતને કશીકે અલવલ પુગાડવાની તાકાત હશે ખરી, નહિ ? તે વિના આ બિચારો મારી આટલી બધી સંભાળ શીદ લે ? ... .... કેટલું સદ્ભાગ્ય ! "

સ્ટીમર ઉપડતાં, કિનારા પરના મિત્રોને પહેલાં હાથે, પછી વધુ દૂર થતાં શાલનો છેડો ઊંચો ઉછાળી, સલામ કરી. ત્યાર પછી ત્યાં ને ત્યાં જ દસબાર મિનિટ ઉભો રહ્યો. ચં—ને મોટર સુધી પહોંચતા બરાબર જોયા. એમની મોટર ચાલી એ પણ દેખાયું. પછી તો સામું આવ્યું મનોરા.[1] પરમ દિવસની ત્યાંની સહેલગાહને લીધે પરિચિત થએલાં તેનાં સ્થળો એક પછી એક પસાર થયાં — ઉતરવાનો ડક્કો, પાછળનું શિવાલય, દીવાદાંડી, બ્રેકવૉટર, પાછલો રેતાળ કિનારો, પાછું મંદિર, એની પાછળની 'પણ્ હિલ્સ' એ બધું — તેમતેમ તેને ઓળખતો ગયો.

૨

મનોરા જમણી પાસ તરી ગયું એટલે પાછળ નજર નાંખી. કરાચી ત્યાં નાનું–નાનું–નાનું બની અદશ્ય થતું હતું. તુતકની એણી પાસ ઊભો હોત તો એ ક્રમેક્રમે જામતી જતી અદશ્યતાની મજા વધારે લેવાત. પણ આણી પાસની મનોરાની મોહનીએ મને વહેલો છોડ્યો નહિ એટલે પેલી મજા વણમાણી રહી ... જરા રહી, આ પાસ જ્યાં સામાન હતો ને બિસ્ત્રો જ્યાં પાથરેલ, ત્યાં આવ્યો. ખુલ્લી તુતક પર વગરરક્ષણે રખાયલા એ સામાન-ની ચિંતા આખો હતો તેટલી બધી વાર રહેતી હતી, કેમ કે, ખારવા ને બીજાત્રીજા બધે ફર્યાં જ કરતા'તા. એમાંથી કોઇ પણ કૈં ઉઠાવીને થાય ચાલતું, તો પછી પૂછવું કોને ?...પણ દશ્યો નિહાળીને પાછો આવ્યો ત્યારે

૧. કરાચીના અંદરદરિયામાં જ આવેલો નાનો બેટ. ત્યાં જનાર મુસાફરને ફરીથી કરાચી આવવાનું થાય જ છે એવી લોકમાન્યતા છે. મારા સંબંધમાં તે ખરી પણ પડી, કેમ કે બરાબર બે વર્ષે — એપ્રિલ ૧૯૩૧માં — બીજી વાર જવું થએલ.

બધું સલામત જણાયું.

બેઠક હમણાં તો તુતકની ભોંય પર જ છે. તેનું પેલું ફાળકું ઓઠિંગણ તરીકે ઠીક કામ આવે છે. ફાળકા પર આજે તો સાઠ ગુણ કોલસાની છે. કાલ સવારે માંડવી બંદરે એ ઊતરશે ત્યારે તેની પર બેસવાનું મળશે એમ કોઈક સાથેની વાતમાં સમજાયું.

બેઠક લઈને પહેલું કામ કર્યું તે, બંદરે આવતાં, ચં.એ બોલ્ટન માર્કેટમાંથી મગાવી આપેલ ફળફળાદિમાંથી એક સંતરું ને બે કેળાં ખાવાનું. સંતરું અડધું થયું ત્યાં ટિકીટ તપાસનારા આવ્યા. મારી જમણી પાસ એક ઇરાની કે મોગલ જેવો બેઠો હતો, તેની ટિકીટ તપાસી, તેને એ લોકોએ નીચે કાઢયો — સાદી તુતકની જ ટિકીટ તેની કને હોવાથી. એ બેસારૂની સાથે મારે કયાં જાઉં છું વગેરે વાત હિંદુસ્તાનીમાં ચાલતી હતી, ત્યાં જ ટિકીટવાળા આવેલ. તપાસનીસની તેની સાથેની વાત ઇંગ્લિશમાં જ થતી સાંભળી, મેં પણ હવે તો એ ભાષામાં જ તેની સાથે સહાનુભૂતિ, તેની પર આવી પડેલ સંકટ વિશે, દર્શાવી; વળી, સ્ટીમરવાળાઓ પર પણ દોષ ઢોળ્યો કે એ તે એવા કેવા કે તમને પહેલેથી ન ચેતાવ્યા. ( આ છેલ્લી વાત, અલબત્ત, ટિકીટવાળા આઘા ગયા પછી જ કરેલી. )

ટિકીટ તપાસનારૂં એક નાનુંશું મંડળ સ્ટીમર પર ફરતું હશે એમ લાગે છે: દૂધિયો સાહેબ, કોલસા-સાહેબ ને ખારવો. એમાંનો પહેલો ફર્સ્ટ ક્લાસના યુરોપિયનો માટે હશે; બીજો સેકંડ ને આ ઇન્ટર જેવી રીઝર્વ્ડ ડેક માટે; ને છેલ્લો થર્ડ ઉર્ફે ડેકવાળાઓ માટે.

બંને જાતની તુતકો સ્ટીમરના દરેક છેડા તરફ હેઠલે ને ઉપલે માળે છે. ફર્સ્ટ સેકંડ ને એન્જિનરૂમ સ્ટીમરના વચ્ચેના ભાગમાં – તે પણ માળદીઠ. ઓછું ભાડું આપનાર ગરીબોની વચ્ચે પૈસાદારોને આમ 'સેન્ડવિચ' કરવામાં કોઇ સગવડ વગેરેનો ખ્યાલ તો હશે જ. પણ એમે કાં ન હોય કે સ્ટીમર કોઇ પણ છેડે ભટકાય કે અથડાય, ત્યારે જે સૌથી પહેલા ખુવાર થાય તે

ગરીબો જ, ને બિનગરીબો બને તેટલા વધુ હેમખેમ રહે.

ફળો ખાઇ રહ્યો ત્યારે ત્રણ વાગી ગયા હતા. ચં.એ કહેલું કે, ચા-વાળો પ્યાલા ખખડાવતો, હું બેઠો છું ત્યાં જ, " જોઇએ ચા ? " કરતો આવશે. તે પ્રમાણે એ મોડોવહેલો આવવાનો હશે જ; પણ આપણી કૈં ધીરજ, ચા–ટાઇમ થઇ જવાથી, રહી નહિ. એટલે આદર્યું એનું સંશોધન; અથવા, આદરવાનો વિચાર કર્યો. તેમાં પહેલું તો એ વિચારવાનું હતું કે આ નાનકડા તરતા શહેરના કયા લત્તામાં એ ઉદ્ધારકનું થાનક હશે. અધબીતે પગલે મેં મારી તુતકનો ભાગ છોડી, જમણા હાથના કઠેરામાંના દરવાજામાં થઇ, પાછો જમણે હાથે વળી, થોડાં ડગલાં દૂર એક ગણવેષી ( ' યુનિફૉર્મ 'વાળો ) ટિકીટ ખાતાનો જ દેશી કોઇ બીજા દેશીને અડધું રોફમાં ને અડધું સમજાવટમાં કૈંક કહેતો હતો, તેને પૂછયું : " એકસક્યુઝ મી, બટ કેન યુ ડિરેક્ટ મી ટુ ધ હિંદુ ટીરૂમ હીઅર ? " વણઢાંકયા તિરસ્કારથી તેણે મને દિશા બતાવી, ને એ નિમિત્તે થોડું બોલ્યો પણ ખરો. તેને બોલતો જ મૂકી, સહેજ માથું નમાવી, ખોટા સ્મિત સહિત " થેંક્યુ " કહી, મેં રસ્તો પકડ્યો.

જવાનું નીચે હતું. મારી બેઠકવાળી જગ્યાની ડાબી પાસ, તુતક પર જ થોડું ચાલી, ડાબા હાથના બારણામાં પેસવાનું હતું. પહેલાં ત્યાં મેં માણસોને પેશનીકળ કરતાં દૂરથી જોએલ, ત્યારે લાગેલું કે એ ખારવાબારવા માટેની ઓરડીઓ હશે. ( તેનાથી જરા આગળ ચાલીએ ત્યાં તો ખરેખર ઓરડીઓ જ છે ને તેમાં મુસલમાની ખોરાક રંધાતો લાગે છે. ) પણ બારમાં પેસીને વળું ત્યાં તો, જોડાજોડ ત્રણ સીડીઓ ઊતરવા માટે હતી.

ઊતર્યો. આ હેઠલી તુતક કરાચીથી મુંબાઇ લગીના તેર રૂપિયા આપનારાઓની હતી. અહીં પ્રકાશ ઉપર કરતાં ઓછો જ. હવા પણ બધી ઘેરાઇ રહેલી. બેસારૂઓમાં, પહેલાં તો ઇસલામી બૈરાં, પછી આગળ ચાલતાં બધી નાતજાતનાં બધાં જ. સ્વચ્છતા આ ભાગમાં એવી સરખી જ હતી.

માત્ર ડગલું બે ડગલાં ચાલે ત્યાં બારી બહાર આખો ય સાગર ગમે તે અને ગમે તેટલો કચરો પોતામાં સમાવી લેવા તૈયાર હોવા છતાં કાગળના ડુચા, બીડીનાં ઠુંઠાં, સંતરાં કે કેળાની છાલ અને બીજો ઘણો વર્ણવવા તેમ જ નહિ વર્ણવવા જેવો કચરો, કેટલોક ચાલવાના રસ્તામાં ને ઘણો સ્ટીમરની લોખંડી ભીંતના થડમાં, જમા થયા કરતો હતો.

એવો શોભાયમાન એ પહેલો ખંડ વટાવી, બીજાના ચોકઠામાં પેસતો હતો ત્યાં સંતરાવેચુ છોકરો, ઉઘાડમથ્થો ને ધોતીઝબ્બાળો, આડો ઊતર્યો. પૂછ્યું એને કે ચા ક્યાં મળશે. એની દરખાસ્ત–પહેલી દરખાસ્ત–તો એ હતી કે મારે હજી પણ આગળ વધવું, પછી સીડી ચઢી ઉપર જવું, વગેરે. મેં ફરિયાદ કરી કે ઉપરવાળાએ મને નીચે મોકલ્યો ને તું પાછો બીજે રસ્તે પણ ઉપર ને ઉપર જવાનું કહે છે, એ તે કેવું ? આ ગરમીથી પીગળીને તેણે બીજી દરખાસ્ત સવાલરૂપે કરી કે હું કોણ છું, ક્યાં બેઠો છું, કેવી ચા જોઈએ, ઇત્યાદિ. મેં હવે તેને ચાવાળાના જ માણસ તરીકે પિછાની લઈ, સામા સવાલ ભાવને લગતા પૂછ્યા. જવાબ : "સાદીનો આનો, સ્પેસિયલના બે આના, દૂધનીના ચાર." મેં તેમાંથી વચલા વડની બનાવટના બે પ્યાલા મારે ઠેકાણે પહોંચાડવાનું કહ્યું ને પાછો ફર્યો.

૩

સ્ટીમર ચાલવા માંડ્યાને કલાક ઉપર થયું છતાં દરિયો લાગ્યો નથી એટલે હવે પણ ઘણું કરી નહિ લાગવાનો એમ વિચારતાં મનને નિરાંત વળી. ને નિરાંતની પળો એટલે મારા જેવાને માટે, કાં તો નિરીક્ષણની નહિ તો સાજાંમાંદાં મનનની પળો.

સ્ટીમર ભરદરિયે પહોંચે એટલે, તેને પંડને બાદ કરીએ તો, આપણાં મુખ્ય સાથી બે જ રહે છે: મૂર્તિમાન વિશાળતા જેવો સમુદ્ર અને તેવું જ આકાશ. આ બે મહાતત્ત્વોની પાર પહોંચવાનો પ્રયાસ કલ્પના કરે, તો

સમુદ્રના પેટામાં અહર્નિંશ ઘડાતી ને ભંગાતી, જીવન પામતી ને વળી મરવા માંડતી, જડચેતન સૃષ્ટિનો અને આકાશની સૂર્યમાલાઓ કે તારકમંડળોનો ખ્યાલ કરવામાં તે પરોવાય. ત્રીજી પાસ, ક્ષિતિજ અને તેની પારના પ્રદેશોનો વિચાર પણ તે કોઇ વાર કરવા લાગે.

પણ એ સંવેદનો તો જરા હવાઇ મનોદશાનાં વધારે કહેવાય. વાસ્તવિકને તો, આવા મધદરિયાની એકવિધ જેવી સપાટીમાં પણ વૈવિધ્ય, શોધતાં આવડે તો, જડે તેમ છે. કઠેરે ઉભા હો ત્યાંથી જરા આઘેનો દરિયો તમને એકસરખી ઢબે ઊંચાનીચાં થયા કરતા મોજાંનો જ બનેલો લાગે. પણ કઠેરાની નીચે નજર કરો. સ્ટીમર ઘસારાબંધ પાણી કાપતીકાપતી આગળ વધે છે તેમતેમ, તેના વેગે ઉપજાવેલા ખળભળાટ વડે કરીને, હરપળે ધોળાંશેત્તર ફીણના નાનામોટા ગોટા, અસંખ્ય આકારોના ગોટા, જાણે સ્ટીમરની બહારલી ભીંતોમાંથી ફૂટતા, સપાટી પર પથરાયા કરતા જ હોય છે. એને ફરીફરીને ગમે તેટલી વાર નિહાળીએ છતાં કંટાળો આવતો નથી. વળી સમયાનુસાર પાણીનો રંગ બદલાતો હોય છે. તડકામાં લી...લું હોય; શીળામાં ભૂરાશ પડતું, અંધારાં આભથી ઊતરે તેમતેમ વધારે ભૂરૂં; અને રાત્રે પથ્થરરંગતું એ બને છે. ... છેવટ, નિર્જીવોની લીલા વડે જ તમારી કૌતુકવૃત્તિને પટાવી નાંખવાને અણટેવાયલી, એમ કરવું પોતાને જાણે અણગમતું હોય તેવી, કુદરતમાતા અવારનવાર ધોળાં કે ધોળાંભૂખરાં બગલાં જેવાં પક્ષીઓને પણ તમારા માથાથી થોડેક જ આઘે આકાશમાં વિહરાવતી હોય છે અથવા તો એકાદ માછલું ખાઇ લેવા તેને પળ બે પળ પાણીની સપાટીએ ઉતારતી હોય છે.

વરદી આપ્યા બાદ આઠદસ મિનિટે આવેલી ચા બે હવાયલાં નાઇસ બિસ્કિટ સાથે પીધી. મારી પણ અક્કલ વેળાસર ન ઊઘડેલ, એટલે લાવનારને તેની કીટલી એકસાથે બંને પ્યાલામાં ખાલી કરવા દીધી હતી. આને પરિણામે બીજો પ્યાલો ટાઢીનો પીવો પડ્યો, કેમ કે બિસ્કિટ થોડું પણ ચાવતાં ને પહેલો પ્યાલો ખલાસ કરતાં કેટલોક વખત તો વચ્ચે જાય જ,

એ ગએલો. કેટલાક ચાને ગોળાના પાણી જેવી ઠંડી કરીને જ પીએ છે. પણ તો પછી ચાની તરખડ શીદ? ગોળાનું પાણી જ શું ખોટું છે? ચાની લિજ્જત તો (એ બીજી બધી રીતે સારી હોવા ઉપરાંત) હોઠ અને જીભ સહન કરે તેટલી બધી ય ગરમીથી તે ભરપૂર હોય ત્યારે પીવામાં જ છે. એવી ન મળે ત્યારે આપનાર — તે ઘરનું માણસ હોય, મિત્રબિત્ર હોય કે વેચનારો હોય, ગમે તે આપનાર — સામે કોચવાવું એ ચા પીનારમાત્રનો પરમ ધર્મ છે.

* * *

ચા પછી કેટલીક વારે ડાયરી લખવી શરૂ કરેલી, પોણા પાંચે, તે લગભગ બે કલાકથી ચાલે છે. વચ્ચેવચ્ચે, સામેનાં સમુદ્ર ને ક્ષિતિજ તરફ જોઇ, વિચારમાં ડુબકીઓ ખાવાની ખરી જ. તેનો મેળ સ્ટીમરની ગતિ સાથે બેસતાં, એક પ્રકારનું માનસિક ડોલન પણ અનુભવાય છે. છૂટા પડતાં નીચે ડક્કા પર ઊભેલા ચં. નહોતા કહેતા ગયા? — "વિજયરાય, હવે મનન નહિ – ડોલન કરજો; સ્ટીમર પર ડોલન જ હોય."

૪

સૂર્યાસ્ત પાસે આવ્યો એટલે લખવાનું બંધ રાખી તુતકની પાછલી બાજુ તે નિરખવા જઇ ઊભો. સૂર્ય હજી દોઢેક હાથ પાણીની ઉપર હતો, ને આખા ય સુગંભીર વાતાવરણના આત્મા જોડે આત્મા તદાકાર હતો, ત્યાં પાછળથી થાળી હાથમાં ધરેલ એવા વીશીવાળાના માણસે બૂમ મારી બોલાવ્યો. મનમાં જ જરા એની પર ચીઢાયો ... અત્યારમાં શેનો લાવ્યો? હજી તો સાત માંડ થયા. તને સાડાસાત–આઠનું નહોતું કહ્યું? ... પણ એ બધું સ્વગત જ ઉચ્ચાર્યું. ચાસનમાં તો, ઉતાવળે પગે તેની સાથે બેઠક આગળ આવ્યો ને પાથરેલ બિસ્રાની બાજુમાં કાગળ ઢાંકીને થાળી મુકાવી. તેને રવાના કરી, પાછો સૂર્યાસ્તે સંચર્યો ... કિરણો ઘણાંખરાં શોષાઇ જઇ, ફિક્કા લાલ રંગનું બિંબ જ ક્ષિતિજે તરતું હતું – ઊતરતું હતું. આ વખતે જ બેત્રણ સૌંદર્યપ્રેમી વહોરાઓ પણ ત્યાં પાછળ અને બાજુમાં આવી ઊભા.

તેમની વૃત્તિ અને વાતો પરથી જિંદગીમાં પહેલી જ વાર મને પ્રત્યક્ષપણે ભાન થયું કે રોજના પરિચિત હિંદુ કવિઓ ને એવા બીજા રસિકો સિવાયના દુનિયાના કેટલાક આદમીઓ પણ સૃષ્ટિસૌંદર્યમાં રસ લેતા હોય છે ખરા ... એમનામાં જે વડેરો હતો તે, આફતાબને આથમાવી દેવા જાણે અધીરો હોય તેમ, હજી ખરે ને પૂરો અસ્ત થયા પહેલાં જ, " ઓ ... ગયા ... ગયા ... " કરતો હતો. પણ સાથેનો જુવાન ધીરો હતો; " નહિ. હજુ જરા-જરાસી બખ્ત હય. " .... આખરે અસ્ત થયો એટલે પાછળ રહેલી લાલીનાં થોડાંક ગુણગાન બંને જણે કર્યાં. મને પણ ખસવાનું મન તો નહોતું થતું, પણ અહીં જેટલું મોડું કરીશ એટલું જમવાનું ટાઢું થશે એ બીકે, પાછો આ તરફ આવી ગયો.

થાળી મેં ધાર્યા મુજબ નાની નહોતી. વ્યાસ સવા'ક ફૂટ હશે જ. એવડી એ આખી ભરાઈને આવી હતી. કિંમત આના બાર. એટલા પૈસામાં, મારી જરૂરતની ગણતરીએ તો, બે જણને થાય તેટલું ખાવાનું આવ્યું હતું. રોટલીનાં ફૂલકાં નહિ, પણ ઘી મૂકીને કરેલી ભાખરી, પણ કદ રોટલીનું જ; એ હતી આઠ; દોઢ છાલિયા જેટલો ભાત; એક વાટકામાં તેલથી રસબસતું, મટરવેંગણનું જરા કાચું રહેલ શાક; બીજામાં દાળ – તીખીતમતમી, પણ ખવાય એવી તો ખરી; એક પડખે મસાલાવાળા કાચા પોપૈયાના કટકા ( એ હોય કે એવું કૈં બીજું, મને તો પોપૈયું લાગ્યું ); ને બીજે પડખે ચપટી મીઠું. મીઠું તો મેં થાળી પર જ ઢંકાઈ આવેલા કાગળમાંથી કટકો ફાડી, તેમાં સવારના દંતધાવન માટે ( દાતણઆતણ લીધેલ નહિ તેથી ) સંઘરી લીધું. પછી કૂજામાંથી પાણીનો પ્યાલો ભરી પાસે તૈયાર રાખ્યો, ને વીસેક મિનિટમાં, સમુદ્રને વારેવારે રસપૂર્વક વિલોકતાં, અડધા ભાત ને ચાર ભાખરી સિવાયનું બધું હોજરીમાં ઉતારી દીધું. ( એ પ્રતાપ દરિયાઈ હવાના; ઘેર એટલું જમાતું નથી. ) જમતો હતો તેટલી વાર, ભોજનના દર્શનથી જેમને એક વધુ વાતવિષય જડેલ તેવા ત્રણ જણ — એક સિંધી જેવો, એક

દખણી કે દેશી ખ્રિસ્તી, એક ચીનો — તુતક પર થોડે દૂર ઊભી જે વાતો કરતા હતા (કોઇ વાર સહેજ મારી ભણી જોઇને પણ) તેમાંથી 'વેજીટેબલ' ને 'વેજીટેરિયન' શબ્દો બેત્રણ વાર કાને અથડાયલા.

જમ્યા બાદ ઘેર પણ કલાકેક ટહેલવામાં જાય છે, તો આ મનોહર દશ્યો વચ્ચેની વિશાળ તુતકે તો કેમ જ વણટહેલ્યા રહી શકાય? ઘણે ભાગે આ તરફ ને થોડુંક પાછલી તરફ પણ, આશરે કલાક લગી આંટા માર્યા. હવા મીઠી ઠંડકભરી હતી; વધતા અંધકારમાં સમુદ્ર વિશેષ ભવ્યતાથી છવાયો હતો; સર્વત્ર નજરે ચઢતા તારાગણે વ્યોમને નવીન આકર્ષણ અર્પ્યું હતું; અને વિચારો અનંતતા સિવાયના — કેટકેટલા ય શતકો, રે યુગો આ જલવિસ્તારે ને આ તેજબિંદુઓએ નિરનિરાળાં માનવ દશ્યો જોતાં ગાળ્યા હશે; એમની આગળ આપણે કેવા નજીવા લાગીએ છીએ; એમને કેવી આપણાં દુઃખસુખોની જરા ય પડી નથી; અને છતાં આપણે તો તેમની સ્થાયિતા અને અદ્ભુતતાથી પ્રેરાતા રહી, આપણાં દુઃખો અને સુખોની ક્ષણિકતાને સ્મર્યા જ કરવાની; બીજાં સો વર્ષમાં આપણે સૌ યે મરી પરવાર્યાં હઇશું ત્યારે પણ આ પ્રકૃતિતત્ત્વો વળી ત્યારની કોઇ બીજી ક્ષણભંગુર સૃષ્ટિનાં જ સાક્ષી હશે : આવા વિચારો સિવાયના — બીજા કશા એ પળોમાં આવે તેમ નહોતું.

સાડાઆઠ થયા એટલે, કોલસાગુણોની બાજુમાં જ — ત્યાં દીવાનો બરાબર, પૂરતી નિકટતાવાળો, ડાબી પાસનો પ્રકાશ હતો તેથી — ઓછાડ બિછાવી, અઢેલવાને અશીકું લઇ, 'કોકિલા' શરૂ કરી. એ કલાકમાં દસ પ્રકરણ પૂરાં થયાં. વચ્ચે, કોકિલા વિજયાશેઠાણીને ત્યાં દાગીના ગીરો મૂકવાનું શરૂ કરતી હતી ત્યારે, દરિયામાં જમણી પાસ — પૂર્વે કે પૂર્વપડોશમાં — ગાઢ અંધારમાં જાણે અદ્ધર તરતી દીવાની અલગાર કેટલેક દૂર દેખાયલી. દસપંદર મિનિટ વાંચવાનું છોડી, એ આસ્તેઆસ્તે પ્રકાશનું તેજસ્વી ટપકું, પછી ઝાંખું જ ટપકું, બની જઇ ને છેવટ અદૃશ્ય થઇ, ત્યાં લગી એને જોયા જ કરી. એ હતી એટલી

વાર, મૂર્તિમતી એ શોભાને શાંતિથી પીધા કરવાને બદલે કેટલાક "બોટ ! — બોટ "ના ઉદ્‌ગાર કાઢતા હતા.

મોડેથી સુતો ત્યારે, માથું હવે અમારી ધસતી બોટનાં પાટિયાંની બહુ નજીક હોવાથી, થોડી વાર માથામાં ફેર જેવું વર્તાયલું. પણ પછી તો — બેભાની નિદ્રા જ.

*

તા. ૧૦ : ૪ : ૨૯

મળસ્કાના સુસવાટાબંધ વાતા, થોડું થરથરાવતા પવને આશરે પા –પાા વાગે ભાનમાં આણ્યો. સ્ટીમર માંડવીબંદર આવી ઊભી હતી. … ઊઠતાં મેં જાણીને જ થોડી વાર લગાડી.

વિસ્તારી જળપટમાં નિર્ભયતાથી આખી રાત ને દિવસ માર્ગ કાપ્યે જતી આ ત્રણ હજાર ટનની સ્ટીમર, તેમાં પહેલવહેલાં બેસું ત્યારે, માનવીએ કુદરત પર મેળવેલ જયના વિચારો પ્રેર્યા વિના કેમ રહે ? અને એ પરદેશીની બુદ્ધિશક્તિનું પરિણામ છે તેનું પણ તીવ્ર ભાન કેમ ન થાય ?

જયની વાત તો એવી છે કે, વિશ્વના 'માનવી' અને 'કુદરત' એવા વિભાગો કરવા વાસ્તવિક નથી લાગતા. આ સાગર એ કુદરતનું તત્ત્વ છે, તો તેમાં ઓછામાં ઓછાં જોખમે વહાણો ને સ્ટીમરો દોડાવનાર માનવીનાં મગજ હૈયું ને હાથ પણ ક્યાં કુદરતનાં જ જુદા સ્વરૂપનાં તત્ત્વો નથી ? એટલે, મનુષ્યે કુદરતને જીતી છે એમ કહેવા કરતાં, કુદરતના એક તત્ત્વે બીજાની સહાયતા મેળવી, તેની સાથે અનુકૂળ સહકાર કરી જાણ્યો, એમ કહેવું એ વધારે સાચું છે. આ સાચ બરાબર પ્રીછીએ, તો પછી આપણું ગુમાન આપમેળે કાબુમાં રહે છે; પછી કોપેલી કુદરત પણ બહુ કડવી નથી લાગતી કેમ કે આપણાં ભાવભાવના ટેવબળે તેની વધુ નજદીક આવેલાં હોવાથી, કોપ અને આફતનું એ કિસ્મત પણ આપણે પ્રમાણમાં ઓછી નિર્બળતાથી નભાવતાં શીખી જઇએ છીએ.

અને પરદેશીઓ? એમનો પણ આપણે સહકાર કર્યો એમ જ કહેવું ને? હિંદ ન હોત તો ગયા સૈકામાં એ લોકોને ત્યાં લક્ષ્મીની રેલછેલ ન થાત; અને તો પછી, એમની બુદ્ધિશક્તિ અને સાહસપ્રેમને ખીલવનાર આ બધાં સંચાકામો — જેમાંનું એક પણ હું તો આજ લગીમાં પૂરૂંપાધરૂં સમજી યે નથી શક્યો — શોધવા અને ફેલાવવાની સગવડ એમને ન મળત. પણ એ કૈં સહકાર કહેવાય? ચોખ્ખો પરોપકાર જ એમની પર તો એવી સગવડ આપીને આપણે કર્યો છે: ચોખ્ખો, નિષ્કામ ને નિઃસ્વાર્થ પરોપકાર. ગીતાપાઠી અને ગીતાજીવી દેશમાં બીજું કૈં શક્ય પણ શી રીતે હોય?

૬

અહીંથી ઊંચે દેખાતી, છેક ઉપલી તુતક પરની લાઇફ-બોટો જોઇ કાલે એકબે વાર વિચાર આવેલો, કે બધું સહીસલામત ઠેઠ લગી રહેવાનું એની તો લગભગ ખાતરી. પણ ધારો કે કોઇ પ્રકારના અકસ્માતથી આ સ્ટીમરમાં ગાબડું પડે ને એ ડૂબવા લાગે તો હોડીમાં બેસતી વખતે હું આ સામાનનાં પાંચછ વાનાંમાંથી શુંશું ઝડપું? થેલી તો ખરી જ; ને પોટકામાંની આ ડાયરીની ચોપડી; એમાંથી જ બીજી બેત્રણ જરૂરી જેવી વસ્તુઓ — થેલીમાં સેરવાય તેવી. બાકીનું બધું — કપડાં, બિસ્ત્રો, ફળોના કંડિયા ને કૂજો — અરબી સમુદ્રનાં મગર માછલાં ને બીજાં જળચરોના ઉપભોગ માટે ઊંડું ઉતરી જવા દેવું પડે. .... ... ટ્રેન નહિ પણ સ્ટીમરમાં જ ઉપડવું છે એમ નક્કી થયા પછી કરાચીમાં જ એક કલ્પનાસ્વપ્ન એવું યે આવેલું કે ડૂબતી સ્ટીમરની તુતક પર, લાઇફ-બોટમાં ઉતરવાની તક મળતાં લગી, સગાંવહાલાંને સંભારતો ઊભો છું. ... એમ ડુબવાનું તો કદાચ કદી બનવાનું નથી. પણ ત્યાં યં—એ ગ્રામોફોનમાં સંભળાવેલી, લડાઇ દરમ્યાન 'ટોર્પીડો'થી ઘવાએલ સ્ટીમર પરના ૭૪મી હાઇલેંડર્સ પલટણના પ્રસંગવાળી તાસક ('રેકર્ડ') અત્યારે યાદ આવે છે. એ લોકો કેટલા

વાર, મૂર્તિમતી એ શોભાને શાંતિથી પીધા કરવાને બદલે કેટલાક " બોટ ! — બોટ "ના ઉદ્ગાર કાઢતા હતા.

મોડેથી સુતો ત્યારે, માથું હવે અમારી ધસતી બોટનાં પાટિયાંની બહુ નજીક હોવાથી, થોડી વાર માથામાં ફેર જેવું વર્તાયલું. પણ પછી તો — બેભાની નિદ્રા જ.

૫

તા. ૧૦ : ૪ : ૨૯

મળસ્કાના સુસવાટાબંધ વાતા, થોડું થરથરાવતા પવને આશરે ૫ા –પાા વાગે ભાનમાં આણ્યો. સ્ટીમર માંડવીબંદર આવી ઊભી હતી. ... ઊઠતાં મેં જાણીને જ થોડી વાર લગાડી.

વિસ્તારી જળપટમાં નિર્ભયતાથી આખી રાત ને દિવસ માર્ગ કાપ્યે જતી આ ત્રણ હજાર ટનની સ્ટીમર, તેમાં પહેલવહેલાં બેસું ત્યારે, માનવીએ કુદરત પર મેળવેલ જયના વિચારો પ્રેર્યા વિના કેમ રહે ? અને એ પરદેશીની બુદ્ધિશક્તિનું પરિણામ છે તેનું પણ તીવ્ર ભાન કેમ ન થાય ?

જયની વાત તો એવી છે કે, વિશ્વના ' માનવી ' અને ' કુદરત ' એવા વિભાગો કરવા વાસ્તવિક નથી લાગતા. આ સાગર એ કુદરતનું તત્ત્વ છે, તો તેમાં ઓછામાં ઓછાં જોખમે વહાણો ને સ્ટીમરો દોડાવનાર માનવીનાં મગજ હૈયું ને હાથ પણ ક્યાં કુદરતનાં જ જુદા સ્વરૂપનાં તત્ત્વો નથી ? એટલે, મનુષ્યે કુદરતને જીતી છે એમ કહેવા કરતાં, કુદરતના એક તત્ત્વે બીજાની સહાયતા મેળવી, તેની સાથે અનુકૂળ સહકાર કરી જાણ્યો, એમ કહેવું એ વધારે સાચું છે. આ સાચ બરાબર પ્રીછીએ, તો પછી આપણું ગુમાન આપમેળે કાબુમાં રહે છે; પછી કોપેલી કુદરત પણ બહુ કડવી નથી લાગતી કેમ કે આપણાં ભાવભાવના ટેવબળે તેની વધુ નજદીક આવેલાં હોવાથી, કોપ અને આફતનું એ કિસ્મત પણ આપણે પ્રમાણમાં ઓછી નિર્બળતાથી નભાવતાં શીખી જઇએ છીએ.

અને પરદેશીઓ? એમનો પણ આપણે સહકાર કર્યો એમ જ કહેવું ને? હિંદ ન હોત તો ગયા સૈકામાં એ લોકોને ત્યાં લક્ષ્મીની રેલછેલ ન થાત; અને તો પછી, એમની બુદ્ધિશકિત અને સાહસપ્રેમને ખીલવનાર આ બધાં સંચાકામો — જેમાંનું એક પણ હું તો આજ લગીમાં પૂરૂંપાધરૂં સમજી યે નથી શક્યે — શોધવા અને ફેલાવવાની સગવડ એમને ન મળત. પણ એ કૈં સહકાર કહેવાય? ચોખ્ખો પરોપકાર જ એમની પર તો એવી સગવડ આપીને આપણે કર્યો છે: ચોખ્ખો, નિષ્કામ ને નિઃસ્વાર્થ પરોપકાર. ગીતાપાઠી અને ગીતાજીવી દેશમાં બીજું કૈં શક્ય પણ શી રીતે હોય?

૬

અહીંથી ઊંચે દેખાતી, છેક ઉપલી તુતક પરની લાઇફ–બોટો જોઇ કાલે એકબે વાર વિચાર આવેલો, કે બધું સહીસલામત ઠેઠ લગી રહેવાનું એની તો લગભગ ખાતરી. પણ ધારો કે કોઇ પ્રકારના અકસ્માતથી આ સ્ટીમરમાં ગાબડું પડે ને એ ડુબવા લાગે તો હોડીમાં બેસતી વખતે હું આ સામાનનાં પાંચછ વાનાંમાંથી શુંશું ઝડપું? થેલી તો ખરી જ; ને પોટકામાંની આ ડાયરીની ચોપડી; એમાંથી જ બીજી બેત્રણ જરૂરી જેવી વસ્તુઓ — થેલીમાં સેરવાય તેવી. બાકીનું બધું — કપડાં, બિસ્ત્રો, ફળોના કંડિયા ને કૂજો — અરબી સમુદ્રનાં મગર માછલાં ને બીજાં જળચરોના ઉપભોગ માટે ઊંડું ઉતરી જવા દેવું પડે. .... ... ટ્રેન નહિ પણ સ્ટીમરમાં જ ઉપડવું છે એમ નક્કી થયા પછી કરાચીમાં જ એક કલ્પનાસ્વપ્ન એવું યે આવેલું કે ડૂબતી સ્ટીમરની તુતક પર, લાઇફ–બોટમાં ઊતરવાની તક મળતાં લગી, સગાંવહાલાંને સંભારતો ઊભો છું. ... એમ ડુબવાનું તો કદાચ કદી બનવાનું નથી. પણ ત્યાં ચં—એ ગ્રામોફોનમાં સંભળાવેલી, લડાઇ દરમ્યાન 'ટોર્પીડો'થી હવાએલ સ્ટીમર પરના ૭૪મી હાઇલેંડર્સ પલટણના પ્રસંગવાળી તાસક ('રેકર્ડ') અત્યારે યાદ આવે છે. એ લોકો કેટલા

આનંદથી, ઉત્સાહભેર, ઘેર રહેલાં સ્ત્રીબાળકોને ઇશ્વરાધીન ગણીને, અત્યાર લગી માનવી આપણો દુશ્મન હતો, હવે ઇશ્વરી તત્ત્વો દુશ્મન છે, અને તેની સામે પણ વીરતાથી જ લડશું, વણડગ્યા તેની સામે પણ કૂચ કરશું અને ઝૂઝશું — આવી ભાવનાઓ હૃદયમાં ધારતા અને ઉચ્ચારતા, કેવા એ લોકો મોતને ભેટી જીવનમુક્ત થયા હતા? આજે કેટલા હિંદીઓ હૈયે એવી અભયતાના ધારનાર છે?

૭ વાગે ઊઠીને નળે મોં ધોયું — તેમાં સ્વચ્છ પાણી ચોવીસે કલાક આવે છે — ત્યારે તો શિયાળાની જેમ દાંતની કચકચાટી ને હૃદયની ધ્રુજારી થોડી પળ ચાલુ રહી. મોં કોરું કરી, શાલ પાછી ગળે વીંટી, એટલે કૈંક હૂંફ મળી. પછી તો સૂર્યોદય પણ, બેઠકથી જરા જમણા હાથની ક્ષિતિજે થયો.

વચ્ચે હું તાકીદ કરી આવેલ છતાં, કલાક ડોળા તણાવ્યા પછી સવાસાતે ચા આવી. પછી વીસેક મિનિટે, ઉતારુઓ દઇ–લઇ લેવાતાં સ્ટીમરે માંડવી છોડયું.

## ૭

લગભગ સાડાનવે ઓખા, બારને સુમારે જમતો'તો ત્યારે દ્વારકા, ને પોણાચારે પોરબંદર. દ્વારકાકાંઠે, મારી બેઠકની લગભગ સીધી લીટીમાં જ, એક મંદિરનો શંકુઆકારી ઘુમટ દેખાતો હતો. દ્વારકા-નાથજીનાં (વધુ નહિ તો) એવાં એટલાં દર્શન કરતેકરતે પણ મેં ભોજન કર્યું છે, માટે તેથી હાંસલ થએલા પુણ્યને ધ્યાનમાં લઇ, ઓ ઠાકોરજીમહારાજ, મારાં બધાં નહિ તો કેટલાંક શારીરિક ને આર્થિક દુઃખો કાપે તો સારું, અનેક વાર મને વિનાકારણ નડતાં દુર્જનદુઃખો તો બધાં ય નિવારે તો સારું, એવી ઇચ્છા મનમાં થયા વગર રહી નહિ.

ઓખાબંદરથી માંડી, પોરબંદર છોડ્યા પછી, પણ અત્યાર (દોઢ વાગ્યા) લગીના બે કલાક સુધી તો, સ્ટીમરની ડાબી પાસ કિનારો

જ દેખાયા કરે છે; એટલે અનંતતાના વિચારો કરવા હોય તો તે માટે મોં અને આંખને જમણી પાસ ફેરવવાં પડે. કિનારા પર, આગલા ભાગમાં રેતાળ ભાગ, પછી સપાટ વગડાઉ પ્રદેશ, ઝાડપાન પણ જુજ, એવી કાઠિયાવાડની ભૂમિ દેખાયા કરે છે. માત્ર પોરબંદર પહેલાં નાનો ડુંગર ને એ બંદરની પાછળ ઝાંખા વર્તાતા બર્ડાના ડુંગર: એટલી જ નોંધવાલાયક વિવિધતા. બંદરોમાં આગલાં ત્રણ કરતાં પોરબંદર વધારે આકર્ષક લાગ્યું. એની ઓળખાણ એક ખારવાએ પેલા ચીનાને 'સુદામાપુરી' તરીકે આપી ત્યારે મને વિચાર થયો કે ચીનો એ કૃષ્ણ-સખાની વાત જાણતો હશે ખરો ? એના કરતાં તો, ગાંધીજીની જન્મ-ભૂમિ છે એમ કહ્યું હોત, તો બિચારાને વધુ રસ પડત. પણ ખારવો કદાચ એ હકીકતથી જ અજાણ હશે. હું વચ્ચે પડી શક્યો હોત એ હકીકત જણાવવા; પણ એ રીતે ચીનાનું જ્ઞાન વધારવાની ઊર્મિ મારા અતડા દિલે કૈં અનુભવી નહિ, એટલે મૂંગો જ રહ્યો.

ચીનો છેક ગઇ કાલ રાતથી કોઇ તાજું, નવું-નક્કોર ચીનાઇ માસિક વાંચતો ત્રણચાર વાર દેખાયો હતો. તેના પૂંઠા પર, નીચેના ભાગમાં, ચીનાણી બેઠેલી નજરે પડે છે-જુવાન ચીનાણી; ને તેનાથી સહેજ ઊંચી બેઠકે, પણ બરાબર 'અડોઅડ કપોલ લાગી રહેલ' એવી દશા-માં છે તેનો આશક. આ જોઇ હું એક જાતની વિમાસણમાં પડ્યો. આમ કેમ ? જુવાન ચીનને પણ પ્રેમચેષ્ટાઓ કરવાનું ને તેનાં વળી ચોપાનિયાં ચલાવવાનું ઘેલું હજી લાગેલું જ છે કે શું ? ... ત્યારે—એ હજી પૂરેપૂરું શૌર્યને પંથે પળ્યું જણાતું નથી ... પણ ન કેમ પળે ? પળ્યું હોવું જ જોઇએ. નહિ તો, આપણાં 'સૌરાષ્ટ્ર' 'ગાંડીવ' આદિમાં આપણે વારંવાર વાંચીએ છીએ કે ચીન-જુવાન ચીન, વિદ્યા-ર્થીઓનું ચીન-બસ દેશોદ્ધારમાં જ મશગુલ બન્યું છે એ એક જ લગ-નીમાં દિવસની ભૂખ ને રાતની ઉંઘ વિસારી બેઠું છે-આવું બધું હર અઠવાડિયે છાપીછાપીને આપણી આંખે વંચાવાય છે, એ બધું ખોટું

જ ઠરેને ?......પરાધીન દેશના તો કોઇ જ માનવપ્રાણીએ નથી પ્રેમ-ગોષ્ઠી કરવાની અને નથી ચોપાનિયું ચલાવવાનું. તેણે તો માનવ મટી, પ્રેમ-એશ ટાળી, ચોપાનિયાં બાળી, કે ... વળ દેશોદ્ધારક દેવપ્રાણીમાં જ પલટાઇ જવાનું છે. એ જ જો નવા જમાનાનાં વણમળ્યાં છાપાં-ચોપાનિયાંનો આદેશ છે, તો ચીનાઓ કાં હજી પ્રેમભ્યાસી જ રહ્યા ?

૮

ગયાં પાંચસાત પાનાં સાંજના પાથી ૬ાા લગીમાં લખ્યાં. એ શરૂ કર્યાં પહેલાં, ખારવાઓના વડા જોડે થોડી વાત કરી. એ સુરત જિલ્લાનો રહીશ અમેરિકા સિવાય આખી દુનિયા ફરી આવ્યો છે અને હમણાં છ મહિનાની ગિરમિટથી આ સ્ટીમર પર કામ કરે છે. તેણે મારો ધંધોધાપો ને વતન પૂછતાં તેને એ કહ્યાં. તેના એવા અંગત ઇતિહાસમાં મને રસ પડેલો, એનાથી અડધો પણ મારા ઇતિહાસમાં તેને પડ્યો લાગ્યો નહિ. કયાંથી પડે ? જગત્પ્રવાસીને તો ભાવનગરી ચોપાનિયા-ચાલક પૃથ્વીને ભારે મારતું જંતુ જ લાગે.

પોણાસાતે પેલી તરફની તુતકે જઇ, સૂર્યાસ્ત જોયો. સૂર્ય બરાબર ડૂબતો ન જોવાયો કેમ કે એ પળે તેનાથી ઊલટી એટલે કે ડાબી પાસ ભરદરિયે એક વહાણ ઝોલાં ખાતું આવતું હતું તેને જોવામાં આંખ રોકાયલી. ત્યાં ઊભો હતો ત્યારે, મારી પુસ્તકપ્રકાશનપ્રવૃત્તિને અંગે એક જણની સાથે પડેલો ને હાલ બહુ ચુંથાતો વાંધો યાદ આવતાં, મન થયું ચિંતાતુર. તેથી એ ઘડી પહેલાં જ 'કોકિલા'ને વીસમે પ્રકરણે ટંકાયલી " ચિત્ત તું શાને ચિંતા કરે ?... ..." એ પદની પહેલી બે લીટી ગાઇ ગયો. મને મારા પક્ષની નિર્દોષતા માટે પૂરી ખાતરી છે, પણ, ' કરવું હોય તે કરે ' એવી શ્રીકૃષ્ણની આ દુનિયામાં કેટલા બધા નિર્દોષો એ દેવે પોતાને જે કરવું હોય તે કરવાને લીધે કે ખાસ જે કરવાનું તે ન કરવાને લીધે, માર્યા ગયા છે. એ પદ રચતી વખતે દયારામ માત્ર અનુપ્રાસની રમત નહિ રમતા હોય એમ

સ્વીકારીએ તો પણ, ચિંતાકાળે પણ નચિંત રહેવાની એમની શીખ અંશસત્યવાળી છે, પૂર્ણસત્યથી ભરેલી નહિ, એમ મારા સરખાનો અનુભવ તો ઉચ્ચરે છે.

પછી ત્યાં જ ઊભેઊભે, વાતાવરણ 'કવેતાઇ' હતું તેથી કે ગમે તેમ, પણ, યાદ આવતાં ગયાં તેમ તેમ, "મારી હોડી ખરાબામાં તૂટી ગઇ;" "ડોલી બહુ તારી કિસ્તી, ભવસાગરને તોફાન;" પછી અગાઉ અનેક વાર મુંઝવણ વખતે ગાએલું "જય જય દીપક છે તૈયાર"; ને ત્યાર પછી 'મધુરી'ની છેલ્લી ત્રણ કડીઓ : આ બધું છુટ્ટે કંઠે ને હળવે હૈયે ગાયું. વચ્ચે, જમણી પાસની ભોંગે જરા દૂર વહોરો હાથ-પગ ધોતો હતો તેણે મને આઘો રહેવા ચેતવેલ 'ભાઇ!' સંબોધન-થી, એટલો વિક્ષેપ માફ. તે સિવાય તો એ થોડી પળો, કોઇક જ વાર અનુભવાય છે તેવા, સુખદ ભાવોભરી ગઇ.

ને હા. બીજો પણ એક વિક્ષેપ, જે આખરે વિચ્છેદ નીવડ્યો એ અલ્પકાલીન સુખનો પણ. તબિયત જરાક જોખમાયલી હોવાથી, જમવું નહોતું એટલે વીશીવાળાને કહેલું કે દૂધ દીવા થયા પછી લાવજે, સાડાસાતે કે ત્યાર પછી થોડી વારે. આમ છતાં, હમણાં સવા સાતે જ "દૂધ તૈયાર થઇ ગયું" હોવાથી ઉપર લઇ આવવાની ઉત્સુકતા તેણે મારી કને આવીને બતાવી. મારે હજી, ઉજાસ પહોંચે ત્યાં લગી, કુદરતને જ ખોળે લાડ્યા કરવું 'તું એટલે દૃઢતાથી તેને સૂચવ્યું કે પા કલાક પછી લાવ. પણ તેણે પોતાનો આગ્રહ જારી રાખ્યો–પ્રભુ જાણે શા કારણથી – એટલે તે જીત્યો, હું હાર્યો. પણ હજી મને એમ હતું કે જીતવાનો છેલ્લો પ્રયાસ કરું. તેથી, બેઠકે આવી, તેણે આપેલ દૂધ-નો ગ્લાસ સામાનની પડખે ઢોળાય નહિ તેમ ગોઠવી, પાછું પેલી તરફ જવા ધાર્યું. પણ મારા જેવા અધરણીધરનું ધાર્યું કેટલી થોડી વાર આ દુનિયામાં થાય છે, પાર પડે છે.

ગ્લાસ પૂરો હજી હું ગોઠવી રહ્યો નહોતો ત્યાં તો, પોરબંદરથી ચઢેલા,

જરા શામળા ત્રીસેક વરસના જાંગલા ડ્રેસવાળા, મુંબાઇની કોઇક ઑફિસના ફિરંગી કારકુન કે ટાઇપિસ્ટ જેવા દેખાતા, પણ અત્યાર પહેલાં પોતાની સ્વાભાવિક ગુજરાતી વાણીથી મને જેમણે જરા નવાઇ પમાડેલ, જેના ગોઠણ પરના તાજા ખુલ્લા ઉઝરડાએ (ખુલ્લા, કેમ કે 'શૉર્ટ્સ' પહેર્યાં 'તાં) તેઓ તુતકે પધાર્યા ત્યારે જ તેમને ઘણાંખરાંની દૃષ્ટિના નિશાન કરી લીધેલ તેમણે, મારી પડખેની જ પોતાની બેઠકેથી જમતાંજમતાં, અગાઉની મારી વીશીવાળા પ્રત્યેની એક ઉક્તિને તથા ખારવા સાથેની વાતચિતને આધારે, મારી તબિયત ક્યારની સારી નથી એમ પૂછ્યું. આ જ બપોરથી એમ મેં જવાબ આપ્યો. જરા રહીને તેમણે, હું ત્યાંથી ખસી જઇ, મારી રાહ જોઇ રહેલાં સમુદ્રજળ આકાશ અને તારાઓ જોડે ગેલ કરવા જઇ શકું ત્યાર પહેલાં જ, નામ પૂછ્યું. નીચાં જ ઢાળેલ નયને મેં નામનો શબ્દ ઉચ્ચાર્યો — ઉચ્ચાર્યો, ને તેઓ સહેજ ચમક્યા : "'કૌમુદી' કાઢો છો એ જ ?" હું : "જી હા. આપે નામ સાંભળ્યું હશે." તેઓ : "હા હા, હું જાણું છું." પછી તો લગભગ પોણી કલાક સુધી અમારી વાતો ચાલી. તેમાં જણાયું કે તેમના અંગત સંબંધો કાઠિયાવાડમાં છે ને કામધંધો વકીલાતની લાઇનમાં મુંબાઇમાં છે. કૈંક સાહિત્યપ્રિય પણ લાગ્યા. ચાલુ સાહિત્ય વાંચતા રહેતા હશે, મારા કેટલાક સાક્ષરમિત્રોને ઓળખે છે, મારા એક સાક્ષરશત્રુના વેવાઇ પણ છે, વગેરે જાણવામાં આવ્યું. એમનું નામ પણ અલબત્ત મળેલું, પણ અહીં એમને —તા જ કહીશું.

વાતેવાતમાં મારે વિશે પણ તેમને કેટલીક વધુ માહિતી મળી — કરાચીના ઉત્સવમાંથી આવું છું, વગેરે. ઉત્સવપ્રસાદી તરીકે એમને કરાચીનાં બે કેળાં અને એક સંતરું પણ આપ્યાં.

૯

—તાએ આખરે મને આઠ વાગે છોડ્યો એટલે થોડી વાર પહેલાં તો આ તુતકે આંટા માર્યા. પછી પેલી તરફને કઠેરે પણ થોડીક વાર

ઊભી આવ્યો. ત્યાં તારાચંદને પ્રશ્નો પણ પૂછવાનું મન થાય તેવું વાતાવરણ હતું, એટલે પૂછ્યા : "આ નાની નજીવી જિંદગીને ક્યાં દોરશો, ક્યાં લઇ જશો ? તમારી કોઇ ખાસ સંભાળનો પાત્ર તો હું નહિ હોઉં. કે છું ?" તુર્ત જ વિધાત્રીની જે કલ્પના ગયા થોડા દિવસથી મને આવ્યા કરે છે, તે મનોનયનમાં ઊગવા ને પછી તરવા લાગી ... સ્ત્રીનાં બે સુવિશાલ,ઉત્ફુલ્લ નયનો – પરમ ગંભીર, પણ આર્દ્ર ... બસ, એ નયનો જ દેખાય, અને એનું ધારનાર મુખ પ્રધાનપણે પ્રેમાળ હશે એમ જ લાગ્યા કરે. પ્રધાન ભાવ એ જ; બાકી, વિધાત્રીની ભાવના અને કૃત્યો સાથે જે કડકાઇ આપણે હમેશ સ્વાભાવિક રીતે ને અનિવાર્યપણે જોડીએ છીએ, તે એ નયનોની સ્થિરતામાં અને ગાંભીર્યમાં કેટલીક પ્રગટ થાય ... આપણે જેને ક્રૂર દૈવ કે અદૃષ્ટ કહીએ છીએ, તે આ જ ? કે આ તો પરમ દયામયની જ વિભૂતિનો સાક્ષાત્કાર ? અથવા સાક્ષાત્કાર નહિ તો ઝાંખી પણ ખરી જ ... કોણ કહી શકે ? ગમે તેમ, પણ હાર્ડીના અંધ વિધાતા કરતાં તો જુદી જ આ શક્તિ છે. વિધાતા ઘણી યે વાર અંધ લાગે છે તેની ના નહિ. તેની એવી કલ્પના જે અનુભવોમાંથી ઊગતી હશે, તેનાથી હું વંચિત હોઉં, તેથી જ દૃષ્ટિવાન વિધાતા મારાથી કલ્પાતો હોય, એમ પણ બને. પણ વિધાતાની મંગલ આશિષ અનેક વાર પામેલો હું — અને તે પ્રાપ્તિ કેવળ હૃદયમાં એક ભાવ તરીકે નહિ પણ પ્રત્યક્ષ દુઃખનિવારણો, સહાયતાઓ આદિને રૂપે થએલી — એવો હું કઇ જીભે (હાર્ડીની માફક) કહું કે વિધાતાને આપણાં દુઃખો જોવાની આંખ જ નથી, તેણે તો એક વાર સૃષ્ટિ રચતાં રચી દીધી, ને પછી અનંતકાળને માટે આંખો બીડી લીધી ... આવું કશું હું કેમ કહું ? જે મુસીબતોને મેં મારી પાસે ને પાસે પ્રતિપળ આવ્યા કરતી અનુભવી હોય, તેને એ દૈવી શક્તિએ બરાબર અણીને સમયે એટલી બધી વાર ટાળી નાંખી છે; મારી જેવીતેવી, પાંગળી સરખી પણ પ્રગતિને માટે માર્ગ ફરીફરીને એવો મોકળો, સરળ નહિ તો અલ્પાયાસ

જેવો જ કરી આપ્યો છે કે કાલ્વિન કે કિચનર કે નેપોલિયન જેવાઓના બાબમાં બનેલું તેમ, મારી જાતને, ભલે નાનકડા માપનો પણ 'મેન ઑફ ડેસ્ટિની' માનવાની મને ટેવ — જે પરિણામે કદાચ કુટેવ પણ ઠરે, નર્યું મિથ્યાભિમાન નીવડે, તે – પડતી જાય છે. એ ટેવને બળે જ રીતસરની નોકરી લઇ, બીજા બધાઓ કરે છે તેવું કુટુંબ-પોષણ કરવું એને જ જીવનધ્યેય બનાવવાને બદલે, હજી યે મારાં વિચિત્ર સરખાં, દેશકાળવિરોધી સાહસોને જ ધપાવ્યે રાખવાની વૃત્તિ કેટલીક વાર થયા કરે છે.

*　　　*

૯·૩૫ થઇ છે. મારા નવા સાથી તો ખુલ્લા હાથે ને ઉઘાડા હોઠે, આ મારાથી ચારપાંચ હાથ દૂર ઘોરે. મારે સુવાને હજી વાર છે. હજી તો, નિંદર આવતી થાય ત્યાં લગી, તુતકો પર ભમ્યાં કરવું છે; તારાદર્શન પણ બને એટલું કર્યા જ કરવું છે; એમની જોડેની આવી વસ્લની રાત આ છેલ્લી જ. કોને ખબર કે ફરીથી આવી સફર કોઇ દહાડો કરીશ કે નહિ કરું.

## ૧૦

તા. ૧૧ : ૪ : ૨૯

અજવાળું થવા માંડયું ત્યારે આંખ ઊઘડી ગએલી, પણ મુંબાઇ તો હજી છેક અગિયાર વાગે આવવાનું છે, ને આ —તા પણ નિરાંતે લંબાયલા પડ્યા છે, એ વિચારોથી પાછો થોડી વાર સૂતો. ઊઠ્યો સાડા છને સુમારે જ.

*　　　*

અમે પરવાર્યા ત્યારે આઠ માંડ થયા હતા. કંઈ કામ કરવું હોય તો પાકા બે કલાક હાથ પર હતા. બીજું કૈં નહિ તો મેં ડાયરી તો લખી જ હોત. 'કોકિલા'ને પણ છવ્વીસમા પ્રકરણથી આગળ ઉપાડી

શકાત. પણ એમાંનું પહેલું, —તો પાસે હતા ને કદાચ ડાયરી વિશે કૈં પૂછે કે જોવા માગે, એ બીકે ન કર્યું. (કાલે, વધુ ઓળખાણ થયા પહેલાં, હું ભાવનગરનો છું ને સ્ટીમર પર પણ આ 'ફુવારા-કલમ'માં સંભાળથી શાહી પૂરી ઘણો વખત લખ્યા જ કરું છું એ હકીકતો મેળવી દઇ, અંદર નિરંકુશ નિજ કલ્પનાતરંગ ભેળવી, મને શ્રી. દક્ષિણામૂર્તિ સંસ્થામાંનો કોઇક ધારેલો; ને એ અટકળ, ઓળખાણ બાદ, મને કહેલી. આજે વળી થોડા આગળ વધે ને લખતો હોઉં ત્યાં ડોકિયું કરે ડાયરીમાં, પોતાની થોડી કૈં લીલા આલેખાતી વાંચે તેમાં, તો —? એટલે એ લખવાનો વિચાર માંડી વાળ્યો.) અને વાર્તામાં તો, જગદીશ સાધુ સાથે ઘોડા ઉપર કાલ રાતે જ નીકળેલો એટલે હવેના પ્રકરણમાં કોઇ નવો જ પ્રસંગ ઉઘડતો હશે, જે અહીં અત્યારે પૂરો થાય કે ન થાય, વિનાકારણ રસભંગ તેથી વહોરવા પડે વખતે, એ બીકે તેને પણ હાથમાં ન લીધી. આ સંજોગોમાં, જે કૈં પણ થઇ શકે તે એટલું જ કે, જ્યારેજ્યારે પોટકું છોડું ત્યારે તેમાંથી ડોકિયાં કર્યા કરતી હતી, તે 'એ મોડર્ન મિસેલેની'માંની કોઇક નિ-બંધિકા વાંચવી. તેને બહાર કાઢી. તેમાં એક ઠેકાણે 'રેપર'ના છેડાને નિશાન તરીકે મૂકેલો તે પરથી સાંભર્યું કે હૈદરાબાદ ને કરાચીની વચ્ચે એ વાંચતો હતો, ત્યારે તેમાંની સમુદ્રતટનાં પક્ષીઓ વિશેની નિબંધિકા અધૂરી હતી. એ લખાણ વાંચવાનું આગળ ચલાવવાનો પ્રયાસ કર્યો —નિષ્ફળ પ્રયાસ. કારણ ગમે તે હોય, પણ મન તેમાં ચોંટયું જ નહિ. પાનું ફેરવ્યું તો નવું મથાળું વંચાયું 'જર્નીઝ એન્ડ.' મારી મુસા-ફરીનો અંત પણ પાસે જ હતો તેથી લાગ્યું કે આ તો ગમશે ખરી. ને થયું એમ જ. સાદ્યંત તેને રસપૂર્વક પૂરી કરી શકયો. તેમાં લેખકે, પોતે ઇજીપ્તની એક રેલવેના ગંદા સેકંડ કલાસમાં, ગંદા કોઇ 'શેખ' અને ઘોરતા એક ફ્રેંચમેન સાથે કેવી રીતે મુસાફરીનો આખરી ભાગ પૂરો કર્યો ને અંતે કેરો આવતાં, થોડી હાલાકી પછી જેવાતેવા હોટેલ-

માં પોતે કેમ પહોંચ્યો, અત્યાર લગીના આખા રસ્તાની અસહ્ય ઇજિપ્શ્યન ગરમીને છેડે, હોટેલની બારીમાંથી વહી આવતી તાજી, પ્રાણને પ્રફુલ્લ કરતી લહરીઓથી કેવું ઊંડું સુખ પોતે અનુભવેલ — આ બધું વર્ણવ્યું હતું.

૧૧

દિવસ ચઢતો ગયો અને અમારા તુતકજીવને કૈંક નવા રંગ ધરવા માંડ્યા તેમતેમ લાગ્યું કે ચોપડી વાંચ્યા કરવી એ તો છે "ડલ એંડ એન્ડલેસ સ્ટ્રાઇફ;" તેના કરતાં આ બધા રસદાયક શાંત માનવબંધુઓની લીલા નિહાળવી વધુ સારી.

જેને મેં કાલે ચીનો ધારેલો તે ચીનો નહિ પણ બ્રહ્મદેશી નીકળ્યો. આ મારૂં એશિયાઇ પ્રજાઓનું જ્ઞાન ! ખરેખર, આ હકીકત જાણી ત્યારે, ને ઓખાનો કિનારો દ્વારકા સાથે સળંગ છે કે જુદો પડે છે એ સવાલ, કાલે ઓખાબંદર ગયા પછી પણ કિનારો દેખાયા કરવાથી મનને થયો ત્યારે, એમ થએલું કે મને કોઇકે ફરીથી નિશાળે મૂકવો જોઇએ. ચીનો બ્રહ્મી છે એવી ખબર તો, નીચેની સસ્તી તુતક પરથી ઉપર હવા ખાવા એક પાકટ વયના કાઠિયાવાડી વેપારી આવ્યા હતા, તેમણે પેલાને જોઇને તુર્ત બોલાવ્યો, ને પોતે બારબાર વર્ષોથી વણવાપરી દિલમાં સંઘરી રાખેલ એ બ્રહ્મી ભાષામાં તેની સાથે વાત—બહુધા વગરઅચકાયે જ – કરી, તેમજ એ આવ્યો ગયો ત્યારે પંડ વિશે ને પેલાને વિશે જે વાતો —તાની સાથે કરી, ત્યારે જ પડી. એ ભાષાનાં બે વાક્યો પણ આ મોંઘેરા પ્રસંગે શીખી લેવાયાં : "મા યલ્લા ?" (ખુશીમાં છો ?) અને "મા બાલા" (ખુશીમાં છું.)

ત્યાર પછી થોડી વારે, બે દિવસથી ખૂબ જ રસપૂર્વક ગંજીફો રમતાં થાકતા નહોતા એવા ચારપાંચ કચ્છીઓ મારી પાસે આવ્યા. તેમણે મારૂં વતન પૂછ્યું ને ધંધો પૂછ્યો. મેં એ કહ્યાં. ચોપાનિયું કાઢું છું એમ જાણતાં એમનામાંનો એક આધેડ હરખમાં આવી ગયો.

મારા મનમાં એમ કે સાહિત્યરસિક હશે તે ચોપાનિયાની વાત સાંભળી આનંદમાં આવી ગયો : "લાગે છે તો સારો વેપારી. વખતે આશ્રયદાન ...? કે ઓછામાં ઓછું, ઘરાક તો થશેસ્તો." પણ ત્યાં તો તેણે પોતાની પડખેના જુવાનને ઉદ્દેશીને કહ્યું : "નો'તો કે'તો હું કે આ કોઇ છાપાં લખનારા જ છે. પૂછો હવે! ભાઇ ચોપાનિયું કાઢે છે, તેથી કાલે આખી સાંજ લખ્યા કર્યું. શું નામ, ભાઇ, તમારા ચોપાનિયાનું ?"—"કૌમુદી" — "હેં, શું ?" "કૌ – મૂ – દિ."– "હં હં, કુમોદી"—"હા..." પછી એણે થોડું પ્રવચન કર્યું — ચોપાનિયાંવાળાએ આ દહાડામાં સરકારથી કેટલું ચેતતા રહેવાની જરૂર છે, કોમી લખાણોથી કેવા ગેરફાયદા થાય છે, વગેરે વિષયો પરત્વે. એ પળે મને થએલું : "આ અજાણ્યો મને સરકારની વાતમાં વધુ ખેંચવાનું તો કૈં નથી કરતો કે ? વખત છે ને સી. આઇ. ડી.નું જનાવર ન હોય ?" પણ એ તો મનમાં જ. ખુલ્લો ખુલાસો — કે જે પણ પૂરો એ ન સમજેલ ને આડી વાતે ચઢેલ (પૈસાદારો અને યશગાણાંના છાપાંવાળા સાથેના ગાઢા સંબંધ વિશે) — તો એ કર્યો કે અમે રાજકારણ છાપતા નથી, ચોપડીઓની ચર્ચા કરીએ છીએ ને કવિઓની મોટાઇ ગાઇએ છીએ.

આશરે પોણાદસે ડાબે હાથે દૂર ઝાંખુંઝાંખું મુંબાઇ દેખાયું. હવે એને જ નિરખ્યા કરવાનું હતું.

૧૨

દરિયામાં એકલ તરતો એ જમીનટુકડો પાસે આવતાં લગી તો તેમાં ખાસ કૈં જોવા જેવું નહોતું. દસ વાગે મુંબાઇ આવશે એમ ચહાવાળાએ કહેલ હોવાથી, હવે તો તુર્ત જ ગોદીમાં સ્ટીમર જઇ પહોંચવાની એમ ધાર્યું. પણ ત્યાં તો — આ શું ? આ તો સ્ટીમર જાણે મુંબાઇને પણ ડાબે હાથે છોડીને આગળ કાં વધે? ... જરા ધારીને જોયું : કિનારાને આ છેડે એક ટેકરી, વચ્ચે થોડાં મકાન

વગેરે ને પછી — પછી રાજાબાઇ ટાવર. તુર્ત જ મને મારું બચપણ ને ઊગતી જુવાનીના દિવસો યાદ આવ્યા અને મનમાં થયું કે બરાબર જ છે, જે થાય તે; એમાં " આ શું ? " પૂછવા જેવું ક્યાં રહ્યું. ચોપાટી પર રમતો ત્યારે, ને પછી એને કાંઠે ભણતો ત્યારે, નહોતું મેં જોયું ને પછી માહિતી મેળવી જાણ્યું ? — કે, ભાવનગર વગેરે કાઠિયાવાડકાંઠા ભણી જતીઆવતી સ્ટીમરો આ તરફ એકમે પાસે થઇને જ નીકળે છે. એટલે આ સામે દેખાય છે એ તો ચોપાટીવાળો જ ભાગ, ગોદી તો હજી આઘી છે. પછી એક બીજો વિચાર આવ્યો : અહીં તુતક પરથી એક જબરદસ્ત કૂદકો -- હનુમાનકૂદકો — મારી, ચોપાટીની રેતીમાં એ રીતે પહોંચી, છ જ આનામાં ગાડી કરી મહારબાવડી પાસે ઘેર પહોંચી જવાતું હોત તો કેવું સારું. વખત ને પૈસો બેઉ બચે. દરમિયાનમાં, અમારી સ્ટીમરવાળાને એ વાતની -- મારી બચતોની -- ફિકરચિંતા હોય તેવું લાગ્યું નહિ. તેણે તો સડસડાટ પાણી કાપતાં ચોપાટી, ટાવર, હાઇકોર્ટ બધાંને ઝડપબંધ ડાબે હાથે તારવવા જ માંડ્યાં.

પછી દેખાઇ દીવાદાંડી. લડાઇ પહેલાં એ પેટાવતા ત્યારે રાતે ચોપાટી પરથી તેનો દીવો થોડીથોડી વારે પૂરપ્રકાશે ઝબકતો અને પાણીમાં તેજપાટ પાડતો, એ દિવસો સાંભર્યા. એ વખતે દીવાદાંડી કેટલી આઘી લાગતી ? આજે તો એટલી પાસે છે કે આ નબળા હાથે પણ અહીંથી તેની પર પથ્થર ફેંકું તો ( એના સાંકડા ને ટુંકા દેખાતા કાચ પર ચોટ મારી શકવા જેવો નિશાનબાજ તો હું નથી પણ ) તેની ગોળાકારી સફેદ ભીંતનો ચુનો તો થોડોક ઊખેડું.

## ૧૩

એ દીવાદાંડીને પણ અર્ધાક કલાકમાં ડાબી પાસ પાછળ છોડી. હવે ક્રમેક્રમે, કોલાબા, એપોલોબંદર ને તાજમહાલહોટેલે તથા ' ભારતના સિંહદ્વારે ' દર્શન દીધાં. વચ્ચે થોડી વાર સ્ટીમર અટકેલ, જે દરમિયાન PILOT અક્ષરોવાળી એક થિરથાવર આગબોટમાંથી

ઊતરેલા બે સાહેબો મછવામાં હંકારાઇને અમારી તરફ આવ્યા. એ વખતે સ્ટીમરપ્રવાસનો એક વધુ ભેદ એ જાણવામાં આવ્યો કે બારામાં દાખલ થયલી 'ચકલા' હવે તેના કપ્તાનને બદલે આ બે બંદર-અફસરોના કબજામાં હતી. હવેથી, અમે કિનારે ઊતરીએ ત્યાં લગીનું જોખમ બંદરના પોર્ટ ટ્રસ્ટી અધિકારીઓનું, સ્ટીમર કંપનીનું નહિ, એમ બધા વાતો કરવા લાગ્યા. વાતો આગળ વધી તેમ સમજાયું કે મુંબાઇનું પોર્ટ ટ્રસ્ટ જે મહાન જોખમ આ પળથી ઉઠાવે છે, તે કેવળ સ્ટીમરના લોઢાલાકડાના ખોખાપૂરતું જ છે, તેમાંનાં માલનું નથી ને નહિ તેમાંના બેસારૂઓના જાનનું. આ સાંભળી, પેલાં મછવા તરફ હું રસભરી નજરે જોઇ રહ્યો હતો, એ બંધ કર્યું; નજર ત્યાંથી ફેરવી લીધી. પળવાર પહેલાં મારા વિચારો એ હતા કે અમારૂં જોખમ વહોરનાર આ બે આગામી સાહેબો કેવાક બળવાન છે, અમારા ઉદ્ધારકો બનવા લાયક છે કે કેમ, એ આંખો ભરીભરી જોઇ લઉં. હવે લાગ્યું કે અમારી દૃષ્ટિએ તો, અમને કરાચીથી મુંબાઇ હાંકવા કંપનીએ રોકેલ કપ્તાન જેવો, તેવા જ આ બે. કંપનીએ પણ ક્યાં આ ત્રણ દિવસમાં લેશમાત્ર જોખમ અમારા જાનમાલ સંબંધી લીધું છે ? ટિકીટની પાછળ બહુ ચોખ્ખા શબ્દોમાં તેણે તો કહી નાંખ્યું છે કે બેસારૂઓને જે કૈં હાનિ acts of God, the king's enemies કે thieves વગેરેથી થાય, તેની જરી -- જરીકે જોખમદાર આ બ્રિટિશ ઇંડિયા સ્ટીમ નેવિગેશન કંપની છે નહિ.

પાઇલોટના કબજામાં આવ્યા પછી સ્ટીમર જ્યારે પાછી ઊપડી અને સીધી જ લીટીમાં કેટલોક વખત ચાલ્યા કરી, ત્યારે વળી મારા મનને 'અકરવકર' થવા માંડી ... કમબખ્તી જ ને ? આ તો સામેના ટેકરિયાળા ટાપુઓની — એલિફંટા કે જે કૈં એ કહેવાતા હોય તેની — પ્રદક્ષિણા કરી, એમ ફરી — ફરી -- ફરીને પેલી તરફ ગોદીને માર્ગે વળવાની લાગે છે. આનો અર્થ એ જ કે દશઅગિયાર તો શું, બે

વાગવાના બે, અમે જમીન પર પગ મૂકીશું ત્યાર પહેલાં ... કેટલું બધું મોડું -- ઘેર કોણ જાણે ક્યારે ય પહોંચાશે -- ને મારે તો જમીકારવીને બે વાગે કોર્ટમાં પહોંચવું છે -- પહોંચ્યા વગર ચાલે જ નહિ (પેલી પુસ્તકપ્રકાશનિયા આફતને અંગે) એવો મામલો છે. હવે ? ... ... પણ ત્યાં તો 'ચકલા'એ ધીમેક રહીને ડાબી બાજુ વાંક લીધો અને પેલા ભયદાયક ટાપુઓને જમણે હાથે તરી જવા દીધા. પણ, જો આમ જ કરવું'તું તો પહેલી શીદ સીધી લીટીમાં દોડી મને ભડકાવ્યો ? પ્રશ્નનો ઉત્તર દઇ શકતી હોત તો 'ચકલા' ઉચ્ચરત "એ રીતે હું ન દોડી હોત તો, તો પાલવાબંદરના પાણીમાંનાં સંખ્યાબંધ મોટાંનાનાં વહાણો જોડે મારો ભેટો થઇ જાત, જેને પરિણામે તમે લોકો કદાચ જળસમાધિ લઇ લત. એના કરતાં, ભલે જરા મોડું કરાવનારો, પણ મારો આ રોજનો ધોરી માર્ગ શો ખોટો ? ... તારૂં કોર્ટવાળું કામ તારી જિંદગી કરતાં તો વધુ કીમતી નથી જ ને ?"

હવે તો તાજ વગેરે પણ ઝડપબંધ ડાબી તરફ સરક્યે જતાં હતાં ને મારૂં મન શાંત થઇ સબુરી પકડવા માંડતું હતું, ત્યાં સ્ટીમર એકાએક થંભી.

## ૧૪

સ્ટીમર થંભી.

અત્યાર પહેલાં જ, અમે જ્યાં બેઠા'તા, ત્યાંના ભાગને માથેનું જાડા કંતાનનું સફેદ છાપરૂં — 'છત્રી' એને ખારવા કહેતા – ઉઠાવી લેવાયું હતું ને ઉતરતા ફાગણનો ચઢતા પહોરનો તડકો એ આખી ઉપલી તુતક પર પથરાઇ ગયો હતો. આથી અમે સૌએ પહેલા વર્ગવાળી–તેમ જ, અમુક અંશે સર્વસામાન્ય ચાલુ તરીકે વપરાતી હતી એ — લાકડાના છાપરાવાળી તુતક પર આશરો લીધો. રાહબરે ('પાઇલોટે') સ્ટીમરનો કબજો લીધો, એ બનાવ અમે અહીંથી જ જોએલો. પણ સામાન, હું પહેલાં બેઠો હતો ત્યાં તડકામાં તપતો હતો ને કાણાંવાળા

કંડિયામાંનાં કેળાં વગેરેને અતિગરમીનો લાભ આપી બગાડતો હતો; એ જોઈ, એ વિનાકારણ વિનાવાંકે વિનાજરૂરે શેકાઈ જતાં ફળો માટે જીવ ઊંચો થયો. ઊંચા કંડિયાની એક બાજુ તેવું જ ઊંચું પોટકું, બીજી બાજુ ફાળકાનો થોડો ભાગ, ત્રીજી બાજુ ઊભો મૂકેલો બિસ્તરો : આમ ગોઠવ્યું, ગોઠવણ કરી રહ્યા પછી તો તુર્ત ઉતરવાનું થએલું, એટલે મહેનત ફોકટ ગઈ.

પણ એ શોકકારક બનાવ બન્યા પહેલાં તો બીજું કેટલુંક આનંદકારક — રસદાયક તો ખરૂં જ — બન્યું હતું.

સ્ટીમર ઊભી રહી એટલે તેણે ડાબા હાથ તરફના પોતાના પડખા-માં જે મોટું ગટરમુખ હતું, તેમાંથી ચોખ્ખા જેવા પાણીનો ધોધ દરિયામાં પાડવો શરૂ કર્યો હતો. ધોધ જોસબંધ પડે, પાણીની સપાટી ઊજળાંદૂધ ફીણથી છવાય, ને એની પર પાછો તડકો પથરાયો હોય : આ દૃશ્ય સાદું, છતાં જોયા જ કરીએ એવું રસભર્યું હતું. અને રસિકતા ઉપરાંત જેનામા ફિલસુફી પણ હોય, તેના મનને રોકી રાખે તેવું પણ થોડું ત્યાં હતું. દરિયો હવે પ્રમાણમાં છીછરો હતો અને ધોધનું જોર તેના તળિયાના કાદવને ઊખેડીઊખેડી, છેક સપાટી લગી ઉપર ચઢાવતું હતું; આથી, પેલાં મલાઈ જેવાં ઊજળાં ફીણનો વિસ્તાર જ્યાં પૂરો થાય, ત્યાં જ કાદવનાં ગોટાગોટી તળિયેથી ઉપર સપાટી લગી ચઢી આવેલાં સ્પષ્ટ દેખાતાં હતાં. "પેલું સામે દેખાય છે એ મુંબાઈમાં પણ, આ એના કિનારાના દરિયામાં છે તેવા જ ફીણના ઉજળાટ છે, તેમ કાદવના મેલ પણ છે, તેની કોણ ના કહી શકશે ?" પ્રશ્ન મનમાં થયાની પળે જ મને મોર્લીના 'રેકલેકશન્સ'માંથી એક છાપાએ ટાંકેલો પ્રસંગ અને વાક્યખંડ યાદ આવ્યો : Not physical squalor alone. પ્રસંગ એ છે કે મુંબાઈના ગિશપપદ માટે કોક અંગ્રેજ-ના હૈયામાં લોભ જાગ્યો હશે, તેને ભારતમંત્રી મોર્લીએ આ મતલબનું કહેલું : "એ પદમાં તે એવો શો મોટો લહાવો તેં દીઠો ? મુંબાઈ

તો છે ગંદવાડથી ભરેલું — અને તે માત્ર ગલીકુંચીઓમાંની નહિ, આત્માની ગંદવાડ પણ ખરી."

સ્ટીમર ઊભ્યા બાદ વચ્ચે એક વખત થોડી વાર, હવે અમને બધે ભમવાની છૂટ થઇ ગઇ દેખાઇ તેથી, જમણી તુતક પર જઇ આવ્યો હતો. એ તો આખી ય સ્ટીમરમાં મારી સૌથી જૂની ઓળખીતી, કેમ કે પરમ દિવસે અમે ચઢેલા તે આ તરફથી જ; અને પેલા માનવંત પોલિસ–પ્રાણીએ મારામાં એનાર્કિસ્ટપણું દેખવા માંડેલ, એ પણ ત્યાં જ. પણ અત્યારનાં બદલાએલ સ્થિતિસંજોગમાં એ બધું પૂરૂં યાદ આવવું પણ મુસ્કેલ હતું. એ વખતે, તુતકની નીચે જુઓ તો છેક કાંઠાના ગંદાં પાણીમાં ડક્કા તળે, મારી પાતળી આંગળીઓથી યે જાણે વધુ પાતળી માછલીઓ સળવળ્યા જ કરીને, બહુ તેને જોયા કરો તો, અલંકારશાસ્ત્રે જેને બીભત્સ રસ કહ્યો છે, તેનાં સંવેદન કરાવતી હતી; અને ડક્કા પર, કરાચીના મિત્રો ને પરિચિતો ઊભેલા હતા. આજે એ જ તુતક નીચે જુઓ તો, મુંબાઇની ગોદીમાંનાં વહાણો, મછવા, લોંચ, બોયાં — એ બધું હતું. ને એ બધાંની પેલી તરફ મારી બબ્બે દિવસની પરમ પરિચિત, નજર જેની પરથી ઉપાડવી હરગેજ ગમતી નહોતી એ ક્ષિતિજ — ક્ષિતિજ ? નજર જરા બરોબર ઠેરવું ...... ના ના ... હવે ક્ષિતિજબિતિજ કૈં નથી ત્યાં. ત્યાં જે છે એ સૂકી ને કદરૂપી જેવી, કે ઝાંખી, લીલી રળિયામણી, પાસેની કે દૂરની, ટેકરીઓ જ. ... ક્ષિતિજ હવે ત્યાં નથી. એને હવે હાલને કાજ તો છેલ્લી સલામ કરી ગણો — સલામ કર્યાં વિનાની સલામ : મારા મનમાં ઘણું ય હતું કે ચારે પાસ વિશાળ સમુદ્ર વિસ્તરેલ જ હશે અને આભ સુમંદ લહેકે દૃષ્ટિમર્યાદાએ ઢળકતું હશે, એ દેખાવને છેલવેલ્લો આંખો ભરીને જોઇ લઇશ. પણ એ ન જ બન્યું — ન જ વખતસર સૂઝયું. હવે તો એ બધું આ મુખ્યત્વે અરસિકા ટેકરીઓની પાર જ ગયું. બીજી દરિયાઇ મુસાફરી જો નસીબમાં હશે, તો જ હવે તો

એ લહાવ ફરી મળવાનો.

## ૧૫

એવા માંદા વિચારોમાં મન ડૂબેલ હતું ત્યારે જ સ્ટીમર ફરીથી ચાલવા માંડેલી, અને, આ તરફ આવીને જોઉં છું તો, 'હેલ્પર' કે 'એઇડ' એવા કોઇક નામવાળી કહેવાતી સ્ટીમલોંચ અમારી સ્ટીમરને પૂંછડેથી તાણી, ગોદીના પથ્થરી કાંઠાની અડોઅડ આણવાની પંચાતમાં પડી હતી. એ પળોની ખારવાખારવાની ભારે જહેમત જોઇને મને થયું કે સ્ટીમરને ગોદીમાં દાખલ કરવાની સુસીબત પણ કૈં ઓછી નથી.

થોડી વારે દોરડાં ખીલે ભરાવાયાં એટલે સ્ટીમરના બહાર નીકળવાના દરવાજાઓમાં 'ગેંગ – વે' ગોઠવાયા, ને ખૂબ પડાપડી પછી મજૂરોએ તેમાં થઇને સ્ટીમરમાં ધસારો કર્યો. થોડી જ મિનિટોમાં એ સૌ આખી સ્ટીમરમાં વહેંચાઇ ગયા. એક, હું મારા સામાન પાસે ઊભેલો, ત્યાં પણ આવ્યો. આઠ આના તેણે કહ્યા. એ બરાબર ગણાય કે વધુ, તેની કૈં આપણને ખબર નહિ, તેથી, — તાને એ વિશે અંગ્રેજીમાં પૂછી જોયું. તેમણે શીખવ્યા પ્રમાણે મેં પેલાને છ આના કહ્યા. તેણે એ વખતે તો એ કબૂલ રાખ્યા, પણ પછી લીધા સાત.

સામાન લીધા બાદ ઊતરવા માટે, હેઠલી તુતક તરફનો દાદરો શોધવા મજૂર થોડી વાર આમતેમ ઘૂમ્યો ને હું પણ તેની પાછળપાછળ બધે ધસડાયો. ખરી રીતે તો મારે ધસડાવાનું કે તેને ઘૂમવા દેવાનું કશું કારણ નહોતું, કેમ કે દાદરો ક્યાં છે તેની મને બરાબર ખબર હતી. સ્ટીમરવાસના એ દિવસ દરમ્યાન એ વાપરેલો સુદ્ધાં. પણ કાં તો એ પળોના નિરર્થક હવેરાટમાં હું દાદરાનું ઠેકાણું જ ભૂલી ગયો; કે પછી, એ વાપરવાનો ચાલતી સ્ટીમરે જ હશે અને ઊભેલીમાંથી બહાર નીકળવું હોય ને એ માટે નીચેની તુતકે જવું પડે, ત્યારને માટે કોઇ

જુદો દાદર હોવો જોઇએ — આવી કૈંક ભ્રમણામાં રહ્યો. ગમે તેમ, પણ અમે બેઉ થોડી વાર લાગી, કશી યે નેમ વિના ઉપલી તુતકે ઘૂમ્યા કર્યાં એ તો ચોક્કસ. આખરે મજૂરની જ અક્કલે મારી અક્કલ કરતાં વધુ કામ કર્યું અને અમે — કાલ પરમ ને આજ સવારે પણ વાપરેલા જ દાદરે થઇને — નીચે પહોંચ્યા.

ત્યાં નીકળવાના દરવાજા પરની લાંબી ભીડને છેડે —તા પોતાના સામાન સહિત ઊભા હતા. ઉપર તો અમે અચાનક જ છૂટા પડી ગએલા, પણ અહીં હવે આમ મળ્યા, તો આ સ્થિતિમાં મારે એમને જુદા પડતી વખતની સાહેબસલામ કરી લેવી, કે બહાર નીકળીને એ કરવી, તેનો જરા વિચાર થઇ પડ્યો. એમનું મારી તરફ કૈં ધ્યાન હોય તેવું પણ લાગ્યું નહિ. ( કે પછી, આવે વખતે કરીએ છીએ તેમ, મને દૂરથી જોયો હોય — મારી નજર ન હોય તે વખતે – ત્યારે જ પોતે ડોકું ફેરવી લીધું હોય. ) હું આ વિચારો કરું છું એટલામાં તો તેઓ પોતાની પીઠ પાછળનાં માણસો વડે ઝડપભેર આગળ ધકકેલાયા અને પળવારમાં જ, દરવાજાની બહારલી બાજુમાં અદૃશ્ય થઇ ગયા. પછી મારી પણ એ દશા થઈ. ... ...

ગેંગ–વે મારાથી અનાયાસે ને વિનાપ્રયાસે ઉતરાઇ રહ્યો કે તુર્ત એક વિકટોરિયાવાળાએ મારો કબજો લીધો. તે મને ગોડાઉન જેવા મોટા ઓરડામાં થઇને લઇ ગયો અસંખ્ય ગાડીવાન વગરની ગાડીઓ પાસે. અને ત્યાં, મારી ઘણી હોજાતોજી છતાં, ગોદીથી ગિરગામ બેક રોડના રૂ. રા મારી પાસે કબૂલાવ્યા. એવું બાદશાહી ભાડું મને કબૂલતો જોઇને મજૂર પણ છ આને શેનો માને ?

ગાડી ચાલવા માંડી. જકાતવાળા હજી મને કનડવાના બાકી છે એ ભાન હતું જ તેવામાં, પાછળથી કોઇક દોડતું ગાડી તરફ આવતું અને બૂમ પાડી તેને ઊભી રખાવતું લાગ્યું. એ જ હશે. જકાતનો સિપાઇ ! તેને બરાબર રૂઆબથી જવાબ દેવા માટે મેં મન અને સીનો

તૈયાર કરવા માંડયાં. "કીધર જાતા હય ?" તેણે ગાડીની પડખે આવી પહોંચી રાડ નાખી હાંકનારને પૂછ્યું. પેલાએ ગિરગામનું નામ આપી, સામું તેને પૂછ્યું કે તારે ક્યાં જવું છ એ બોલ ને. આવનારે એ કહ્યા પછી, ભાડાની રકમ વિશે બેઉ એકમત ન થઇ શકવાથી, એ માણસ મારો સહભાડુત બનતો રહી ગયો. ગાડી આગળ ચાલી.

રસ્તાનો હવેનો ભાગ એ ગોદીનો લત્તો છે કે જાહેર રસ્તો, એ મને સર્વસામાન્ય પૂરૂં સમજાતું નહોતું. મન કહ્યા કરતું'તું કે આ પહોળો રસ્તો વગેરે જાહેરનો ભાગ જ હશે. પણ ત્યાંના બીજા રંગઢંગ, જમણી પાસ નાંગરેલી જપાની નામોવાળી સ્ટીમરો વગેરે જોઇ, આંખ ના પાડતી કે આ રસ્તો જાહેર ન હોય. ને એ જ ખરૂં પડ્યું : જરા રહીને જમણે હાથે જકાતી ઑફિસ દેખાઇ. ત્યાં મોઢા આગળ તો બે દેશીઓ ઊભેલા દેખાયા : "ખડે રહો !" ગાડી ઊભી. ઊભી, ને મારી જીભે બોલી નાંખ્યું "ક્યા હે, સા'બ ?" જવાબમાં તેનો સામો સવાલ "કીધરસે આતા હો ?" મારૂં "કરાચીસે", અને એની — એ બેની — પાછળ ઑફિસનાં પગથિયાં પર ખુરસીએ બેઠેલ એક ગોરાનો – કે પછી અધગોરો હોય એ – હુકમ "જાને દો, જાને દો. મત સતાઓ ઉસકુ" – આ બધું લગભગ એક પળે બન્યું. સાહેબને એ વખતે તો મારા મને આશીર્વાદ જ દીધો. પણ પછીથી લાગેલું કે તેણે મારો સામાન ઉતરાવીને વીંખ્યોપીંખ્યો નહિ, તેટલાપૂરતો એ પોતાની ફરજ બજાવવામાં ચૂક્યો. મારા ફક્ત મોં પરથી તેણે કેમ જાણ્યું કે મારા દિલમાં તો દાણચોરી કરનારની હરામખોરી, ને તેવું વર્તન પણ નહિ હોય ? ઘણા ય ભોળાભલા દેખાતાઓ ભોળા ને ભલા હોતા નથી એ તે કેમ વીસર્યો ? ને હું જાતે તો દાણચોરીની બાબતમાં નિર્દોષ હોઉં પણ મારી દેખીતી નિર્દોષતાનો ઉપયોગ કોઇ ધંધાદારી દાણચોર નહિ કરતો હોય તેની સાહેબબહાદુરને ક્યાંથી ખાતરી થઇ ગઇ ? ... એવાએવા પ્રશ્નો મને વગરતકલીફે છૂટયો હોવાથી નિરાંતની પળોમાં, રસ્તો કપાતો હતો ત્યારે,

આવ્યા કર્યા. એ લોકોએ મને તકલીફમાં ઉતાર્યો હોત તો બહુ નોખી જ દિશામાં દોડયા – ઊછળ્યા – હોત વિચારો, એ વાત પણ નિઃસંદેહ છે.

ઘર આવતાં, ગાડીની પાસે થઇને જ જતા મજુરને રોકી, સામાન વાડીમાં દાખલ કરાવી, ગાડીવાળાના અઢી ચાટલા તેને સુપરત કરતાં, તું મને છેતરી ગયો એમ કહ્યા વિના મારાથી રહેવાયું નહિ. "પણ સા'બ, મેં તમને વે'લા વે'લા ઘેર પહોંચાડયા ને?" બદમાશ! — કેમ જાણે, વાજબી દામ લેનારો બીજો કોઇ સારો ગાડીવાન મને કલાકેક મોડો ઘેર લઇ આવ્યો હોત.

# એરનકોલાનો પ્રવાસી

સ્ટીમર 'એરનકોલા'

તા ૧૬ : ૩ : ૩૧

## ૧

શુક્રની સાંજે કલકત્તે ( ત્રણ દિવસ પર, તેરમી તારીખે ) રંગૂનથી ધા—નો તાર આવેલ, ને હું ઉતારે પહોંચ્યો કે તુર્ત એ મળ્યો એટલે કાર્યક્રમ બદલાયો — પછીને બદલે હમણાં જ રંગૂન જવાનું હતું. તેવી ગોઠવણના વિચારે ભર્યા મન સહિત સુતેલો; તેથી સ્વપ્નામાં જ સ્ટીમર આવી. આવી, પણ કેવી રીતે ? એ જાણે અમારા અમદાવાદના વિક્ટોરિયા બાગ પાસેથી, મોટરને રસ્તે ને મોટરની જ જેમ ઊપડે છે, એલિસબ્રિજ પર દાખલ થાય છે અંતે એ છૂટયા પછી, સડેડાટ દોડવા માંડ્યા પછી, પાછળ દૂર સડક પર સાવ એકલાં ઊભેલાં ત્રણ સ્વજનને હું રૂમાલ ઉરાડી

"આવજો !" કહું છું. પછી એ ખુશ્કીમાર્ગે ઝડપબંધ પંથ કાપતી અવનવી સ્ટીમરમાં હું અંદરના ભાગમાં ગયો. ત્યાં એક જગ્યાએ મોટા થાળોમાં ચઢઉતર અભરાઇઓ પર પૂરણપોળી ( સૌથી નીચલી અભરાઇએ ), માવાધારી ( સૌથી ઉપલીએ ) અને વચલીઓ ઉપર, આપણાં હિંદુ ઉપાહારગૃહોમાં હોય છે તે બધી વાનીઓ જોઇ. જોઇને બોલ્યો "ચાલશે." સ્ટીમર પર તુતકના મુસાફરોને સારું જમવાનું નહિ મળે એવી બીક મને એ સાંજે સૂચવવામાં આવેલી તેના જવાબ અને ખુલાસારૂપે એ બોલાઇ ગએલું ... ... પછી તો સ્વપ્નું સરી ગયું. એમ જ રંગૂન પહોંચ્યા પહેલાં રંગૂન જઇ બેઠો હતો—કાલે રાતમાં, અહીં સ્ટીમર પર જ. ત્યાં ભાઇ ધા— અને સુ—બહેન બંનેને વર્ષોના વિયોગ બાદ મળ્યો અને હસીને વાતોચીતો કરી.

આ મેલ સ્ટીમર છે તેથી ભીડ ખૂબ થવાની બીકે સેકંડની ટિકીટ લેવાનો હતો. જે મેલ વિશે, મને ટિકીટ અપાવનાર ભાઇ પ— ચાર દહાડા પર કહેતા હતા કે તેમાં ભીડ થાય જ, તે જ મેલ વિશે, એમના ઉપરી અને મારા મિત્ર —ભાઇએ ઉપડવાને આગલે દહાડે તેમને બોલાવી ભીડ સંબંધી પૂછ્યું, ત્યારે પ—એ તદ્દન હળવે હૈયે અને સર્વજ્ઞતાપૂર્વક જવાબ દીધો હતો "ના ... ના, ભીડ શું થાય ?" આ નવી શોધની પાછળ એમની તો શુભેચ્છા જ હતી કે કૈં એ કરતાં મારા જેવા મુફલીસના પૈસા બચે એ જરૂરનું છે. એ વખતે, સગવડપ્રેમી એવા મને એમની પર કૈંક ચીઢ ચડેલી — જો કે હવે એમનો ઉપકાર માનું છું, કેમ કે રૂપિયા ૬૧) ને બદલે ૧૪) જ જોખવા પડેલ તેથી બચત તો થઇ, પણ — અને આ વાત જ સૌથી મહત્ત્વની છે — ભીડ બીજા ભાગોમાં છે છતાં મારી જગ્યા તો તુતક પરની સૌથી સારી જગ્યાઓમાંની એક છે. જો આ લાભ ન મળ્યો હોત તો પેલી ચીઢ સોગણી વધી પડત એ નક્કી.

પરમ દહાડે ટિકીટ આપનારે એમ કહ્યું કે આ બિનખોરાકી ટિકીટવાળા ડેક પેસેન્જરને સ્ટીમર પર નહિ મળે, ત્યારે મારી ગભરામણ

ઘણી હતી. તેણે જ પછી સૂચવ્યું કે છૂટાં ચા ખાંડ ને ડબાનું જમાવેલ દૂધ સાથે રાખવાં, ને સ્ટીમરના વીશીવાળા પાસે ચા કરાવી લેવી. છતાં મેં તે આખો દહાડો વિમાસ્યા કર્યું હતું કે વીશીવાળો ના પાડશે તો ? કેમ નહિ ? ના પાડે ય તે. મારી ટિકીટ જ જ્યાં બિન-ખોરાકી, ત્યાં એ મને કશી મદદ શા માટે આપે ? શું થશે ચા વિના ? એક પળે તો એમ પણ ઇચ્છાઇ ગયું કે સ્ટીમર ચાલ્યા પછી મને દરિયો લાગે તો સારૂં; તો, ઉલટીઓ કર્યા કરીશ ને એમ નહિ ત્યારે ખાસ કાળજીથી એ જ હેતુસર સાથે રાખેલાં લીંબુ ચુસ્યા કરીશ કે ઉંધું ઘાલીને પથારીમાં પડ્યો રહીશ. એવું બધું થાય તો સારૂં, જેથી ચા પીવાની રુચિ ન રહે ને એ મુશ્કેલી એની મેળે જ ટળે. શનિરાત સુધી, ચાલવાને દહાડે રવિસવાર સુધી પણ, ત્રેવડી ચિંતા મારાં હૃદયમગજને કરડતી હતી : દરિયો લાગશે તો વળી શા હાલ થશે ? એ નહિ લાગે ને ચા પણ નહિ મળે તો કેમ જીવાશે ? ભીડભરી એ ડેક ઉર્ફે તુતક પર કઇ કેવી ને કેટલી જગ્યા મળશે ? ... ક્યાં સેંકડ કલાસનાં આશાસ્વપ્નો ને ક્યાં બીકોની આ પરંપરા ? બીકો બહુ વધી પડી ત્યારે એક વાર તો (શનિની બપોરે જ, પાંચાગલીમાં એક દુકાને દાતાની રાહ જોઇને બેઠેલો ત્યાં ને ત્યારે) કલફની લીટીએ આપમેળે યાદ આવીને દિલાસો દીધો હતો : "ઇફ હોપ્સ વેર ડયુપ્સ, ફીઅર્સ મે બી લાયર્સ." અને દરિયાલાગણ, ચાપ્રાપ્તિ તથા સુસ્થળપ્રાપ્તિ, ત્રણેત્રણ વિશેની મારી બીકો જુઠાબોલી નીવડી છે. ત્રેવડા દુર્ભાગ્યને બદલે ત્રેવડું સદ્‌ભાગ્ય ! શેકસ-પીઅર જેવો પણ એક વાર તો – સવાત્રણસો વર્ષમાં આજે કદાચ પહેલી જ વાર – ખોટો પડ્યો : "વ્હેન [ સોરોઝ નહિ પણ ] જોયૂઝ કમ, ધે કમ નૉટ સિંગલ સ્પાઇસ બટ ઇન બૅટેલિયન્સ."

૨

ગઇ કાલે સવારે સવાછને સુમારે મારી મોટર બંદરે – આઉટ્રામ ઘાટે – આવીને ઊભી ન ઊભી ત્યાં તો કુલી તેમાંના સામાનને બ

મને કુલી શોધવા કે બોલાવવાની તકલીફમાંથી બચાવવાનો તેનો આ ઉત્સાહ જોઇને મને આનંદ થયો. મનમાં થયું, તેનો ઉત્સાહ હજી તાજો છે એટલામાં જ તેનો પૂરો લાભ લેવાની વેતરણ કેમ ન કરું ? તેથી, એણે ઉતારીને સામાન નીચે મૂક્યો કે તુર્ત મેં તેને કહ્યું "દેખો, ડેક કા પેસેંજર હું; મેરે કુ અચ્છી જગા પર બેઠાને દો". – "જી હાં; ઔર આપ દામ ભી અચ્છા દેના." તેની નફટાઇથી થોડું મુંઝાતાં ને થોડું હસતાં મેં, પોતાને ઘેરથી પરભાર્યાં અહીં મને સ્ટીમરમાં ચઢાવવા આવનાર હતા તે ભાઇ પ–ને શોધવા આસપાસ નજર ફેરવી, પણ તેઓ હજી આવ્યા લાગ્યા નહિ. એમનું ખાસ કામ પણ નહોતું, કેમ કે એમને કોઇ સ્ટીમર પર ચઢવા ને મારે માટે જગ્યા રોકવા દે તેમ નહોતું. આથી, આ કુલીને જ મેં એ કાર્યમાં મારો મિત્ર ગુરુ અને માર્ગદર્શક ગણવાનો નિશ્ચય કર્યો. તેણે એ પદવી આખર લગી શોભાવી એમ પણ કહેવું જોઇએ. પહેલાં તો કસ્ટમ્મવાળા જ્યાં સામાન ખોલાવીને તપાસતા હતા, એ ભાગમાં તે મને લઇ ગયો. એ ઠેકાણે પેલો તપાસનીસ આવી પહોંચતાં વાર લાગે તેમ હતું, એટલે તે, આસપાસ પથરાયલા બીજા ઉતારૂઓ અને તેમના સામાન વચ્ચે થઇને, આગળ ઘુસ્યો. હું અનુ-યાયી થયો તેનો. જરા રહીને એક ગોરો છોકરો બીજાના દાગીના ફેંદવામાંથી પરવાર્યો, એટલે મારી પાસે આવ્યો. મેં હાથમાં તૈયાર રાખેલી ચાવીથી પહેલાં મોટી બેગ ખોલી. તેણે તેમાં એક જ બાજુથી પહેલાં તો કપડાં ચોપડીઓ વગેરે આમથી તેમ ઉથલાવ્યું. પછી, એ બધાની તળે જાડા પુંઠાનું, મજબૂત દોરીથી બાંધેલ, કોરા કાગળ કવર પેન્સિલ વગેરેવાળું બાકસ હતું. તેને રીતસર ઉઘાડવા કે ઉઘડાવવાની દરકાર કર્યા વિના જ તેણે ઢાંકણું એક ખૂણેથી ખેંચ્યું, ભાંગ્યું. "સાળો નાલાયક !" હું બોલ્યો – મનમાં જ, અલબત્ત. તેણે એ બેગ બીજી બાજુના ભાગને અડક્યા પણ વિના છોડી દીધી એટલે ફરી મેં માનસિક ઉદ્દગાર કાઢ્યો "એઇ, આમ જ ફરજ બજાવે

છે કે ? એ બાગમાં હું પિસ્તોલો, રીવોલ્વરો, છરાઓ, ખંજરો, કારતુસો, બૉમ્બો, કે જથ્થાબંધ અફીણ-કોકેન સંતાડીને નહિ લઇ જતો હોઉં તેની ખાતરી તને વગરજોયે જ કેમ થઇ ગઇ ?" – "બી ફિકર !" પેલાએ વિચારડૂબ્યા મને તડકાવ્યો એટલે મેં ઝટ લઇને નાની બૅગ તેને ખોલી આપી. તેને ઉપરઉપરથી જોઇને તેણે તુર્ત બંને બૅગ અને તપાસ્યા વિનાના બિસ્ત્રા પર પણ, ચાકના લીટા–Expor એવું કંઇક – તાણી આપ્યા.

હવે સામાન લેતોક ને કુલી ધસ્યો ડેકવાળાએ પેસવાના ગેંગ–વે તરફ; ને ધસતોધસતો ઓચર્યો એ : "દેખો બાબુજી, એકદમ અચ્છી જગા પર જા કે બિછાના બિછા દેતા હું. અઢાઇ રૂપયા લેગા." તેને હું ગાળ કે સભ્ય જવાબ, કૈંયે દઇ શકું ત્યાર પહેલાં તો તે ગેંગ–વે પસાર કરી ગયો હતો. (તેણે આમ પહેલા, મને ત્યજીને જ જવાનું હતું; હું હજી સ્ટીમરસ્વાર થવાની લાયકી હવે મેળવવાનો હતો.) તેના શબ્દો પૂરેપૂરા મારા મગજમાં પહોંચ્યા તે પળે તો મોં પર શેરડા પડવાના થયા હતા: અઢી રુપિયા ! છ વાનાં – જેમાં મોટાં તો બે જ છે – આ સામે ઊભી તે સ્ટીમર પર, અહીંથી ચાર ડગલાં ચાલીને, લઇ જવાના અઢી રૂપિયા ?...કૈં નહિ. હોય. સમજાવીશ તેને. બેમાં તો માનશે જ. ટિકીટના ચૌદ ખર્ચ્યા તેવા આ બે વળી વધુ ... બે કે અઢીના ત્રણ લે તો ય શું થઇ ગયું, જગ્યા જ સર્વોત્તમ અપાવતો હોય તો ? દહાડા ત્રણ સ્ટીમરમાં કાઢવા પડવાના છે, કૈં જેવીતેવી વાત છે ?

વચ્ચે એ ભાઇબંધે મને એક બીજી સૂચના એ આપી મૂકી હતી કે હારબંધ ગોઠવાયલાં માણસોમાં મારે પણ હારને પેલી બાજુને છેડે ગોઠવાઇ જવું. ગોઠવાવામાં મારે કશો વાંધો નહોતો, કેમ કે આટલો ઉત્સાહી, ઉદાર –– સગવડ મેળવી આપવે તેમ પૈસા લેવે પણ ઉદાર — ભોમિયો જે કૈં કહેતો હોય તે મારા લાભની જ વાત હોય. પણ, મને થયું, એ આમ ઊંધી વાત શીદ કરે છે ? હારને આ છેડે જ ઊભવું

જોઇએ ને ? ગેંગ–વેની પાસેનો છેડો તો આ છે, પેલો નહિ. પણ પછી બીજાઓની વાત પરથી સમજાયું કે પેલો છેડો જ સલાહભરેલો, કેમ કે ત્યાંથી – " શુરૂ હોગા. " શું શુરૂ હોવાનું હતું તેની ખબર પછી જ પડી.

હારમાં જઇને ઊભો ત્યાં સાંભરી આવ્યું કે પ—નું શું ? તેઓ હવે તો આવ્યા જ હશે ને ? સેકંડ ક્લાસના દરવાજા પાસે હોઇશ એમ નિશાની તેમણે આપેલી. સાંભરતાં જ, પાછળ છોડેલ એ દરવાજા તરફ હું પાછો ગયો. એ ભાગમાં પહોંચ્યો ત્યાં જ, ડાબી બાજુથી, " અરે ભાઇ, તમે તે ક્યાં હતા ? " કહેતી એમની ઊંચી આકૃતિ નીકળી આવી. મેં ખુલાસો કર્યો કે હું ૭ પછી તુર્ત આવ્યો છું. તેઓ : " બટ આઇ કેમ એટ ફાઇવ – ફોર્ટી. " આ જાણી મને ખેદ થયો ને એ મેં " બહુ વહેલું નીકળવું પડ્યું હશે તમારે " કહીને દર્શાવ્યો. તેમણે, " હું ઊઠ્યો'તો ચાર વાગ્યાનો – " –– " ઓહો ! " " – પણ ટ્રામ મોડી મળી " કહીને મને વધુ ખેદ પમાડ્યો.

હવે અમે બંને બેસારૂઓની પેલી હારના શુરૂ હોનેવાલા છેડા ભણી ચાલ્યા. જતાંજતાં પ–એ હારનો મને અત્યાર લગી અકળ હતો એ ભેદ સમજાવ્યો કે, અહીં દાક્તર આવીને તપાસશે. કોઇ ઊડતા રોગવાળું આગબોટમાં પેસી ન જાય એ માટે જ આ તપાસ હશે, માત્ર સુકલકડી હોય તેને તો હેરાન નહિ કરતા હોય, એમ ધારી મેં નિરાંત રાખી. હારમાં ગોઠવાયો; ના! – ઘુસ્યો, કેમ કે બરાબર છેડેથી દાખલ થવું જોઇએ ત્યાં નહિ પણ વચ્ચે જ એક ઠેકાણે બેત્રણ મજૂરો હતા તેમની વચ્ચે મેં જેવો ઊભવાનો પ્રયાસ કર્યો, તેવા જ તેઓ ખસ્યા ને મને જગ્યા કરી આપી. સારૂં થયું કે એટલામાં પોલિસ હતો નહિ. નહિ તો મને એ, બીજા એવા ઘુસણિયાઓને કરતો હતો તેમ, હાંકીને – હા, હાથમાંની નાની સોટી ઉગામવા પણ એ ચુકતો નહિ – છેક છેડે મારા હકસરના ( =ક્રમસરના ) સ્થાને લઇ જાત.

હું હારમાં ઊભો ને થોડી વારે એક કોલસા[૧]સાહેબે (સળંગ સાહેબી પોશાકના દેશીએ) તપાસવાનું કામ હાથમાં લીધું. એ નાડ નહોતો તપાસતો, પણ એ અને એની સાથે હવે આવી પહોંચેલ પોલિસ બધાને પેટ ખુલ્લાં કરીને તૈયાર રાખવા સૂચવતો અને ત્યાં હાથ લગાડતો હતો. પણ મારા બાબમાં તેને એટલાથી સંતોષ ન થયો. મારા મોઢા પર પણ — લગભગ "નયનોમાં નયનો ઢાળી" — તેણે ટીકીને જોવા માંડયું, હું તેની દૃષ્ટિએ શકદાર હોઉં તેમ. એ ક્ષણે મારા મને ઊંડો ડર ખાધો : "કમબખ્તી! મને ક્ષયબયથી પીડાતો કલ્પીને ક્યાંક અટકાવશે તો નહિ ને?" પણ મારો ફિક્કો ચહેરો તેને એ રોગનું પરિણામ નહિ લાગ્યું હોય, એટલે તે આગળ વધ્યો.

પણ હજી હું – આ વખતે પોલિસદૃષ્ટિએ – શકદાર મટયો નહોતો. તપાસાયલા દરેક પર ધ્યાન રાખી એ દરેકની ટિકીટ (જે હાથમાં ધરી રાખવાનો સર્વસામાન્ય હુકમ અમને વચ્ચે જ થઇ ગએલો, જે હુકમને અમે તાબેદાર સેવકો તરીકે ઝડપબંધ માથે ઉઠાવેલો) — ટિકીટ ટોચી આપતો હતો, પણ મારી તપાસ થઈ તે વખતે તેનું ધ્યાન ચરવા ગયું હશે એટલે, "સા'બ, ઇસકુ દેખા?" એમ તેણે મારી સામે આંગળી ચીંધી પોતાના મુરબ્બીશ્રી દાક્તરસાહેબને પૂછયું. દાક્તરે મારી પર આંખ માંડી તેવું જ મેં "યુ સો મી, નો?" કહ્યું, જે પછી પેલાએ પોલિસ ભણી હકારતું ડોકું ધુણાવ્યું. વળતી જ પળે ટિકીટ ટોચાઇ ને મોક્ષ મળ્યો મને.

૩

પછી તો, ગેંગવેમાં — ડક્કા પર — સ્ટીમરના ગેંગવેમાં — સ્ટીમર પર … … …

૧. શ. ખુશાલ શાહકૃત 'મહાત્માનો હઠયોગ'માં "કોલસા મડમ" પ્રયોગ છે, તેનું આ અનુકરણ.

ચઢી રહ્યો ત્યાં સામી જ નજરે પડી — શું ? મારી નવી નાની છે એવી જ કોઈકની મોટી બૅગ. એ જગ્યા તો મારી હોય જ શાની ? ( સવાલ, વિચારો, ડોકું આમતેમ ફેરવવું — આ બધું ચાલતું હતું તે દરમિયાન પાછળથી માણસો ચઢ્યે આવતાં, આ અને હેઠલી તુતક ભણી વેરાતાં, જગ્યાઓ રોકવા માંડતાં હતાં. ) ... ... ... પણ ત્યારે આ શું ? એ બેગની નીચે જ મારી, સફેદ ધરતી પર ભૂરાં ફૂલવેલની ભાત અને પહોળી ગુલાબી કોરવાળી, રજાઇ જેવું શું દેખાય છે ? એ – હા, એ જ જગ્યા મારે માટે રોકીને મજૂર નવી મજૂરી ખોળવા ચાલી નીકળ્યો લાગે છે. હું તુર્ત જ એ બાજુ ગયો. પેલી 'મોટી' નવી બૅગ તો ગભરાયલા મનના દૃષ્ટિભ્રમનું જ પરિણામ; કેમ જે, જૂની ને નાની નવી, બેઉ બૅગો અને બીજો સામાન પણ બધો બરાબર એ ઠેકાણે ગોઠવાયલો હતો. જગ્યા પણ, તુતકની ભોંય પર નહિ પણ જેને ફાળકું કહે છે તે ભાગે, પહોળી પાટ જેવું થોડું ઉંચું છે ત્યાં, લેવાઈ છે. "સેકંડ કીલાશ કી પાસ બિછા દેઉંગા" એમ મજૂર નીચે બોલી ગએલો, એ તેણે પાળ્યું જ. આ બિછાનાની જમણી પાસનો નાનો સાફ દાદર એ કૅબિનવાળા વર્ગમાં ચઢવાનો છે. આ બાજુની સ્ટીમરો પર રીઝર્વ્ડ ડેક છે નહિ; બાકી જગ્યા તો, આ જ બી. આઇ. એસ. એન. કંપનીની બાંધણી નીચે હું બે વરસ પર કરાચીથી મુંબાઇ જતાં સુખસગવડે બેઠો હતો, તેવી જ ઘણીખરી રીતે છે. આ બધું સમજાતાં મેં છુટકારાનો ઉંડો દમ ખેંચ્યો.

પાથરેલા બેડિંગ પર હું બેઠો. સામે ડક્કાના ટાવરની ઘડિયાળમાં સાત ને પાંચ થઇ દેખાતી હતી. ટાવર નીચેની ગૅલરીમાં પ— આવવાના હતા. છેવટ લગી એ બાજુ મેં ડોક તાણ્યા કરી પણ, ગમે તે કારણે, એ ન જ દેખાયા.

દરમિયાન, મજૂર આવી આછું સ્મિત ને સલામ કરી ઊભો રહ્યો હતો. પોતે મને મેળવી આપેલી જગ્યાની ઉત્તમતાને કારણે મારા કરતાં

પણ તેને વધુ આનંદ થતો હોય એવો તેનો મુખભાવ હતો. આનંદનું વધારે ઊંડું કારણ એ જ હોવું જોઇએ કે પોતે મહેનત અને દીર્ઘદૃષ્ટિના બદલામાં અઢી રૂપિયા પડાવવાનો છે તેની ગલપચી તેના મનમાં થયા કરતી હશે. સવાલના જવાબ તરીકે મારા મોં પર પૂરતો આનંદ તેણે ન દીઠો એટલે ફરીથી સલામ કરી વધારે પહોળું સ્મિત કર્યું. તને શું આપું એમ પૂછતાં "જી, અઢાઇ રૂપયા" એવો જવાબ મળ્યો. મેં ખરી રકમનો અંદાજ નીચે પ—ની મદદથી કરી રાખેલ, તેથી તેને કહ્યું કે એમ ગેરવાજબી વાત ન કર, તારી મહેનતના પ્રમાણમાં જે થાય તે બરાબર માગ. તેણે મહેરબાનીની રાહે ઉપલો અર્ધો રૂપિયો કાપી નાંખ્યો : "અચ્છા બાબુજી, દો રૂપયા દીજિયે." — "દો કાયકુ ? ઇતના જ્યાદા તુમને દુસરા ક્યા કિયા હે ?" હવે તે ગંભીર, લગભગ ક્રોધી બન્યો. સામે વધુ ક્રોધ કરવાથી કૈં વળશે નહિ, બગડશે ઉલટું, એમ ધારી મેં સમજાવટથી કામ લીધું; અક્કલમાં તેની ઉતાર્યું કે સામાનમાં મોટા દાગીના બે જ છે, ને ચાર નાના; એ બધાના મળી આઠ આનાથી વધુ ન હોય; આમ તું બાર આનાથી વધુ ન માગી શકે; છતાં, લે જા, રૂપિયો આખો જ આપી દઉં છું. રૂપિયો તેણે એકદમ લઇ લીધો ને — "અબી બાબુજી, ઔર આઠ આને કા હી પેસા દીજિયે; જ્યાદા નહિ." કમને મેં પાકીટ ખોલી, તેમાં ઉપર જ હતી તે પાવલી તેના હાથમાં મૂકી, "અબી મત માગના; મહેરબાની કરો" કહી, કપાળે હાથ અડાડી, માથું જરા નમાવી "માફ કરો" એમ તદ્દન વગરવાંકે માફી એ મહાનુભાવની માગી. ત્યારે તેણે માંડ મને છોડયો.

આઠમાં દસે, પાંચે અને બરાબર આઠેઃ એમ ત્રણ વાર "હૂ હૂ ...ધૂ ... ... ..." એવા અવાજો સાથે સ્ટીમર ઉપડી. ઉપડી ? કે ના, હજી ઉભી જ છે ? કોણ જાણે. ચાલતી વરતાતી તો નથી. પણ — આ ડકકાનું મકાન જમણા હાથેથી સરતું સરતું ડાબા હાથ

ભણી ક્યાંથી આવ્યું ? ... ચાલી જ હશે સ્ટીમર, મકાન શાનું ખસે વળી ?

૪

અહીં પાડોશીઓમાં, પીઠ પાસે એક અમૃતસરી ને તેની પડખે પાલીતાણાના ત્રણ જુવાનો ( જેઓ, પાછળથી જણાયું તેમ, બ્રહ્મી ગામડામાં દુકાનદાર છે, ને બ્રહ્મીઓના વધતા જતા હિંદીવિરોધની કડવી ફરિયાદો પણ કરતા હતા, તેઓ ) છે; જમણી પાસ સાત જણનું સીખ કુટુંબ છે; અને ડાબી બાજુએ, અમારી તુતકના માથા પરની જબ્બર કંતાની છત્રીનાં દોરડા અને ટેકાઓ ખેંચવાકરવાનો પૈડાં ને નળીઓવાળો સંચો, તથા, તેની પાછળ, હેઠલી તુતકે જવાના દાદરની ઓરડી છે. સીખો જેટલી વાર ખાય તેટલી વાર મને "બાણુજી, કુછ પરશાદા લેગા ?" એમ જમવાનું નિમંત્રણ આપે છે ને તેટલી બધી યે વાર મારે તે નકારવાનું હોય છે. પણ, પાલીતાણાના વાણિયાઓએ તો સ્ટીમર ઉપડી ને તુર્ત જ પેટ ટાઢાં કરવા માંડયાં તે વખતે મારી ઘણી ય ના ના છતાં સુખડીનો કટકો આપ્યો ( એ આપતા તો બે હતા; મેં જ માત્ર માન રાખવા એક લીધો ) અને મૂઠી ભરીને ગાંઠિયા — "આ પાલીતાણાના, હો !" — ધર્યા, જેમાંથી પણ બે દાણા જ લીધા. રાત્રે પણ, તેમનામાંના એકે "કેમ ભાય ? વાળુપાણી કર્યાં ? નૈં તો આંઇ ઘણું છે હો, તમારા પરતાપથી" કહેલું. અચાનક જ ભાય એ બોલેલા એટલે જરા વાર તો વિચારમગ્ન એવા મેં એ સાંભળી રહી, "ના મારી પાસે છે ભાતું. પ્રતાપ તો ઇશ્વરનો સૌને" એવો જવાબ બનતી બધી ગંભીરાઇ અને વિવેકથી આપ્યો હતો.

સ્ટીમર હુગલી છોડીને દરિયામાં દાખલ થઇ ત્યારે આવેલા આછા-આછા ફેર શિવાય, દરિયો લાગવાની બીક ફળી નથી. માત્ર આજ સવારે ૯-૯ાા વાગ્યાથી એરનકોલાએ ડોલનશૈલી ધારણ કરી, ત્યારે પાછું ફેર આવવા જેવું થોડી વાર થએલું. હવે તો તેના એ 'રોલિંગ'-

ને પણ ટેવાઇ ગયો છું. હાંકનાર બોટને આમ જમણીડાબી પાસ ડોલાવ્યા કરતો હશે એ પોતાની હાંકણવિદ્યાના કોઇક જરૂરી નિયમને લીધે કે માત્ર લહેરને ખાતર?

અમૃતસરીની વાતોમાંથી મને જે સાવ નવું લાગ્યું તે : (૧) પંજાબમાં બૈરીઓ પણ સરકારપક્ષે જાસુસી ને છુપી પોલિસનું કામ સત્યાગ્રહલડત વખતે કરતી હતી; (૨) એનાર્કિસ્ટો ગધેડાં પર માટીની લાવ-લઇ જા કરવાના વેષધારી તરીકે પણ પોતાનું કામ કરતા હોય છે; (અહીં એક મિત્રે કહેલી આવી જ વાત યાદ આવે છે : એકબે સંસ્કારી બંગાળીઓએ કોઇક ગોરાનું ખૂન કરવા તેના ભંગીનો વેષ સુદ્ધાં ધરી, મહિનાઓ લગી એ રીતસર ભજવી, અંતે કાર્યસિદ્ધિ કરેલ કે પછી પકડાએલ.) (૩) ગયા ડીસેંબરમાં પંજાબ યુનિવર્સિટીના કોન્વોકેશન વખતે ખૂની પકડાઇ ગયો તે એવી રીતે કે તે પોતે નિશાન ચુક્યો, ગવર્નરને પંડને ઠાર કરી શક્યો નહિ, એટલે તેના સાથીએ તેના હાથમાંથી રીવૉલ્વર નવો ભડાકો કરવા લેવા માંડી, ને એ ખુલ્લી હૂંસાતુંસીને પરિણામે બેઉ પકડાઇ ગયા; (૪) કાંગડામાં કે તેની આસપાસના કોઇક ભાગમાં મધરાતે કોઇ કાપડિયો કે તેનો માણસ ટાંગામાં છાનોમાનો વિદેશી કાપડ ખસેડી જતો હશે, તેને કોઇ યુરોપી પોશાકવાળા ને વીજળીટૉર્ચધારી હિંદી 'સત્યાગ્રહી' એ માથા સામે પિસ્તોલ તાકીને અટકાવ્યો હતો.

કાલે સૂર્યને ક્ષિતિજે સમાતો જોવો'તો, પણ આ ડાયરીલેખનનો પ્રવાહ તોડવાનું અશક્ય નીવડતાં, એ તક ખોઇ. લખી રહીને તુતકને કઠેરે પહોંચ્યો ત્યારે, દક્ષિણે ધસતી બોટના જમણા હાથે પશ્ચિમમાં ઘેરી કિરમજી ઝાંયમાં સોનેરી જાડાપાતળા આંકા જ રહ્યા હતા. એ દૃશ્ય પણ નીરસ તો નહોતું જ. અને વિશેષ રસોપભોગની તૃષા, સાગરના સપાટીને બોટ સ્થિરતાથી જ્યાં કાપતી હતી, ત્યાં નજર ઠેરવતાં છીપે તેમ હતી. "દૂધ – દૂધ!" મારાથી એ ફીણભર્યાં – ફીણરૂપ જ

– જળ જોઈને ઉદ્‌ગાર નીકળી ગયો. એક ગતિ બોટની અને બીજી મોજાંની: આ બેના અથડાટમાંથી ફીણના ગોટેગોટા વળતા – વળતા અને પથરાતા જતા હતા. અથડાટની સ્પર્શરેખાને નિરખી રહીએ ત્યારે, સપાટી પરનાં બે બળો એકબીજાના સંગમાં આવીને ગોટા ઉપજાવતાં હોય તેમ લાગતું જ નહોતું. એ તો જાણે બે સજીવ કોઇ સત્ત્વો – નીચે જળમાં છુપાયલી બે સહિયર કે પ્રીતમપ્રેયસી – આનંદમસ્તીમાં મગ્ન હોવાથી જલતરંગો અને જળસીકર ઉડચે જ જતા હોય તેવી એ લીલા હતી. બંને ગતિએ ઉછાળેલાં જળો અથડાવાની ક્રિયામાંથી જ અવર્ણ્ય કોઈ ઉલ્લાસ પ્રગટતો અને વાતાવરણમાં પ્રસરતો હતો. ... મને તો એ રસોન્માદની પળે ત્યાં ઝંપલાવવાનું જ મન થયું. મરણ ? મરણભય ? ... આવી રીતે, આવે સ્થળે, આવી અદ્‌ભુત લીલાના અંશરૂપ બની જતાં મરવામાં જીવ્યાનું સૌથી મોટું સાર્થક નથી? ધન્યતા નથી? ... ... હું સાચે જ કૂદી પડચો હોત પણ બોટવાળા અને બેસારૂઓ દોઢડહાપણિયો પરોપકાર કરીને, બોટ પરનાં અનેક સાધનો વડે પાછો મને ઉપર આણશે – એમ અહીં મરવાની મારી મજા તો બગાડશે જ, પણ રંગૂન પહોંચતાં લગી કેદ રાખી, પહોંચતાં વેંત મને આપઘાતના આરોપસર પોલિસને સોંપી દેશે એવી ખાતરી હોવાથી જ વિચાર માંડી વાળ્યો.

૫

કાલે બોટમાં બેઠા પછી વગેસગે થઇને બત્તીની તપાસ કરી. ડાબે હાથે જ જાડા લોખંડી પતરાની ભીંતમાં વીજળીનો દીવો છે એ જાણીને ઘણી નિરાંત થઇ. “આ ઠીક થયું. દીવો તો છે જ, પણ મારે ડાબા હાથના અજવાળાની ટેવ (જે આઠેક વરસ પરના નરસિંહરાવના એક પ્રાસંગિક કથનના આધારે કેળવેલી, તે ) છે તે પ્રમાણે જ રાતે અજવાળું મળશે અને વાંચવુંલખવું જે કરવું હશે તેની સારી ફાવટ આવશે.” આમ વિચારો આવ્યા. પછી સાંજ પડી; રાત પાસે આવી.

જળતરંગોનો આનંદ માણી લઈને હું આશાભર્યો મારી બેઠકે આવ્યો ને આગળ શું કરવું તે વિચારવા માંડ્યું. અંધારું વધવા માંડ્યું. જમણી પાસ થોડે દૂર ઉપલા વર્ગોવાળાનો ખાણાનો હૉલ છે, તેની ભીંતનાં બારીઓમાંથી વીજળીનો પ્રકાશ આ તરફ ફેંકાવા માંડ્યો. મેં અમારા દીવા ભણી જોયું. ત્યાં તો અમાવાસ્યા જ હતી. તેની પૂર્ણિમા બોટના કોઈ અફસરબફસરની મદદથી થઈ શકે કે કેમ એવો સવાલ મેં અમૃતસરીને કર્યો. તેણે કંટાળાભર્યા અવાજે જવાબ દીધો કે કોઈ આ બાજુ આવે ત્યારે કહું કે એમ ને એમ? ( કંટાળો જરા કુદરતી તો ખરો; ચા ક્યાં ને કેમ મળશે એ ને એવી બીજી બાબતોમાં તેણે મારી મફત ભોમિયાગિરી એટલી બધી વાર મીઠાશ-પૂર્વક કરી હતી, કે હવે – રાત્રે, આરામને વખતે – આટલી તુરાશ પીરસવાનો હક તે કમાઈ ચુકયો જ ગણાય. ) દીવો થવાનો સંભવ નથી એમ સમજાતાં મેં વિચાર્યું, હું દીપક રાગ ગાઈ શકતો હોત તો કેવું સારું. પણ બીજી જ પળે ખ્યાલ આવ્યો કે દીપક રાગ શોધાયો એ જમાનામાં વળી વીજળીના દીવા હતા જ ક્યાં? એટલે, એ મને આવડતો હોત તો પણ નકામો નીવડત; કે ન નીવડત? સર્વજ્ઞ અને ત્રિકાળદર્શી એવા આર્ય ઋષિમુનિઓની કોઈ પણ શોધ, કોઈ પણ દેશકાળ માટે વાસ્તવિક જ હોવી ઘટે ને? અને તો પછી, અહીં હું દીપક રાગ ગાત ને દીવો ન પ્રગટત, એવું બનત જ નહિ. પણ, જે કુડી-બંધ દુર્ભાગ્યો મારાં જીવનસાથી છે, તેમાંનું એક આ પણ છે કે સંસ્કાર-વાંછુને હોવું ઘટે તેવું સાધારણ સંગીતજ્ઞાન પણ મને નથી. સંગીતના સામાન્ય રાગોથી – કોઈ ભીમપલાસ કે અર્જુનવિલાસથી – પણ અજાણ છું, તો પછી દીપક જેવા અસામાન્ય રાગની તો વાત જ શી કરવી? ( એ કાલની કથની – સ્ટીમરના પહેલા દિનની. આજે તો અમૃતસરીની પ્રેરણાથી કે ગમે તેમ, પણ દીવો સમારાયો ને સળગ્યો છે – સૂર્યાસ્ત પહેલાંથી જ. )

સાગર અને આકાશના સુવિશાળ પટોને નિહાળતાં, જે વખતે જેવી વૃત્તિ તેવા ભાવ થાય છે; કોઇ વાર, એ મહાતત્ત્વોનો સમોવડિયો એવો આત્મા, એમના જેવું જ વૈશાલ્ય અનુભવતો, એમનામાં સમાઇ જવા તલસે છે; ને કોઇ વાર, એ અનહદ શા વિસ્તારોને પડછે પોતાની બહુ-વિધ પામરતા મૂકીને, સ્વનિંદાના કે એને મળતા વ્યાપારમાં એ પરોવાય છે.

× × ×

રાતમાં કાલે ત્રણચાર વાર જાગી ગએલો. દરેક વખતે હાથ માથા પાછળના સામાન સુધી લંબાવીને સ્પર્શથી ખાતરી કરતો કે મારી સૌથી પૈસાદાર ( અંદર રૂ. ૧૧૫વાળી ) બૅગ બરાબર તેને ઠેકાણે છે કે નહિ; ને, સૌથી ઉપર છે તે નાનીને પણ કોઇએ ઉઘાડી કે ઉપાડી નથી ને. પણ આ ચિંતા નકામી હતી – બંને રીતે. ચારે પાસે અહીં સદ્-ગૃહસ્થો દેખાતા માણસો જ વસતા હોવાથી, ચોરીનો ખાસ સંભવ નથી. ને ચોરી થશે તો પણ રોઇને જ બેસી રહેવાનું છે. કારણ, સ્ટીમર કંપનીવાળા તો ફરિયાદ પણ સાંભળે તેમ નથી. તેઓ તો ટિકીટ પાછળની સાફસાફ ચેતવણી દ્વારા આવી બધી જંજાળોથી સાવ હાથ જ ધોઇ નાંખે છે, પોતાના : કે, મુસાફરી દરમિયાન ઉતારૂઓનાં જાનમાલને ખુદાના ખોફથી યા તો ઇનસાનની કમઅકકલિયત કે હરામખોરીથી જે કૈં પણ સોસવું પડે, તેના જોખમદાર અમે નથી નથી ને નથી જ.

## ૬

તા. ૧૭મી સવારના ૭ા

સહીબહીમાં હું મારી અટક[1] લખતો નથી, પણ અહીં તો એ એકાદએ નહિ, ચાર કે પાંચ વાર 'સાર્થવતી બભૂવ.' પરમ દહાડે કલકત્તા છોડ્યા પછી થોડી જ વારે અમૃતસરીએ "જલ ગયા, પાંઉ જલ ગયા" એવી બૂમ અચાનક મારીને આસપાસનાંને જાહેર કર્યું કે

૧. એનાથી અજ્ઞાત હોય તેમને જ્ઞાની કરવા ઉમેરૂં કે એ અટક છે વૈદ્ય.

પોતાની જમણી પાસની 'ઇસ્ટીમ પાઇપ' (મારી પડખે છે તેવા તેની પડખેના છત્રી–દોરડાં માટેના સંચાની ગરમાગરમ નળી) પોતાને પગે અજાણતાં ચોંટી ગઇ છે. આ સાંભળતાં જ મારી ભૂતદયા ઉશ્કેરાઇ અને તેના માગ્યા વગર જ પગને તળિયે ચોપડવા તેને પહેલાં ધૂપેલ, ને પછી એ જેને 'વાસલિન' કહેતો હતો તે આપ્યું. ત્યાર પછી તો એક જ દિવસમાં સીખો માંહ્યલા એકે તથા કોઇક આધેના અજાણ્યાએ પણ બેદરકારીને પરિણામે એમ જ પગ દઝાડી વેસેલિનનો લાભ લીધો હતો. સીખ તો આગલે દિવસે પોતાને ઘેર ઘુંટી પર જ્યાં "જુતિયાં લગ ગયા થા" ત્યાંને માટે પણ મારૂં એ કીમતી પૉમેડ (આમ તો ડબી ચાર જ આનાની; પણ આ બધા આ રીતે જાણે પરાણે દાઝીદાઝીને પછી તેને સાર્વજનિક ઉપયોગમાં લીધા કરે, અકાળે ખૂટાડી મૂકે તેને, તો હું પાછો મારી પોતાની કોઇ ખરી જરૂરને વખતે રખડી પડુંને?)— પૉમેડ માગી લેવા ચુક્યો નહિ. અને મારી બૅગમાંની ડાબલીઓ બાટલા વગેરે જોઇને તેની તો ખાતરી થએલી કે દુનિયામાંના ઘણાખરા રોગોની 'દવાઇ' મારી પાસે છે. તેથીસ્તો, ગઇ કાલે રાત્રે તેની બૈરીનું પેટદુખણ શરૂ થયું ત્યારે (બપોરે એ લોકોએ ખૂબ જાડાજાડા, ધોળા ને તેથી વધુઓછા કાચા રોટલા બનાવીને ખાધેલા, તેનું જ એ પરિણામ હશે) પણ એ જ (તેને મન) તલેસમાતી બૅગનું શરણ શોધીને તે અમૃતાંજન તથા બે વિરેચનગુટી કઢાવી ગયો'તો.

× × ×

સીખો વતને પતિયાળાના છે. એમના મહારાજા વિશે એમનો મત પણ (આપણાં 'સૌરાષ્ટ્ર' વગેરેની માફક) એવો જ છે કે "વો બહોત કામી પુરસ હૈં."— હમણાં એ લોકો પિનાંગ જાય છે. અઢાર વરસથી ત્યાંના પોલિસખાતામાં છે. રંગૂનથી સ્ટીમર બદલીને, બીજા બે દિવસે પિનાંગ પહોંચશે એમ વાતમાં સમજાયું.

× × ×

આજે ઊતરતે પહોરે, હું કેટલું ભણ્યો છું એવા સીખે પૂછેલ

સવાલના જવાબમાં મેં "જિસકુ બી. એ. બોલતા હય ના, ઇતના પઢા હું" એમ કહ્યું ત્યારે "જબ તો બહોત હી પઢા હો આપ, બાબુજી" એવો ઉદ્‌ગાર તેણે ઊંડા માનપૂર્વક કાઢેલો. સામો જવાબ: "ઇતના તો પઢના હી પડતા હય, વહ હમારા અખબાર [ આની વાત વચ્ચે થઇ ગએલી ] કા કામ કે લિયે." કેમ જાણે, 'કૌમુદી'કાર બનવાનો મારો આદિકાળથી જ અભિલાષ હોય અને બચપણથી જ "જ્યાં ઝગતું દૂર નિશાન" એવા એ જ્વલંત ધ્યેયને પહોંચવા સારૂ જ મેં પૈસા અને શરીરબળ ખર્ચ્યાં હોય, વર્ષોનાં વર્ષો લગી, બી. એ. બનવા ખાતર.

મારા ભણતરને ઉપયોગમાં લેવાની તક પણ, પીઠ તરફ અમૃતસરીના પગ પાસે, ફાળકાની નીચે પથરાયલા ચાર સીખોએ લીધી હતી. તેઓ અધકચરૂં અંગ્રેજી તો ભણ્યા હશે, એટલે આવડે તેવીતેટલી "વર્ડ-ટેકિંગ, વર્ડ મેકિંગ"ની રમત રમતા હતા. તેને અંગે જ્યારે એમનામાં 'બાઇસિકલ'ની જોડણી વિશે તથા 'ઇર – ઑર્ગેનાઇઝડ'ની શક્યા-શક્યતા વિશે તીવ્ર મતભેદ પડ્યો, ત્યારે પાસે પૉકેટ ડિક્શનરી હોવા છતાં વધુ ખાતરી માટે આ બેપગી સજીવ ડિક્શનરીનો નિર્ણય તેમણે માગ્યો ને મેળવ્યો હતો.

'ઇરઑર્ગેનાઇઝડ' જેવો શબ્દ જ નથી એ નિર્ણય હું કાલે (રાત્રે) ભાતું ખાતાંખાતાં આપી રહ્યો ને તુર્ત, અમારા ફાળકાની પાસે નીચલી બેઠક પરના સીખ યુગલની લડાઇ અચાનક નજરે પડી. પુરુષના હાથમાં ટંબલર હતું ને તે સામે પડેલા કંડિયામાંથી શીશો લેવાનું કરતો હતો. સ્ત્રી તેને અટકાવતી હતી. પહેલાં હસતાંહસતાં ને પછી હસવાનું ખસવું બનીને પણ લડાઇ ચાલી. મને એ જોઇને, 'દિવ્ય ચક્ષુ'નાં પ્રારંભપ્રકરણોમાંનાં કૃષ્ણકાન્ત અને સુરભિ યાદ આવ્યા વિના ન રહ્યાં ... ખેંચતાણમાં હરવખતે સ્ત્રી હારતી હતી અને પોતાના બે ઉત્તેજક દોસ્તો સહિત પુરુષ જીતતો હતો. એક રીતે, આ જુલમ ખરો. પણ પુરુષને ન્યાય આપવા ઉમેરવું જોઇએ કે, પેલીને એક વાર

બરાબર હરાવ્યા પછી તેનું મોં ગમે તેટલું ચઢેલું હોય છતાં એ તેની હડપચીએ આંગળી અડકાડી, આટલાં માણસો વચ્ચે પણ તેને લાડ લડાવતો હતો — "પ્રાર્થતા વ્હાલમા શો."

"અજી ક્યા લિખતે હો?" — "ફિર લી લિખોગે?" — "બાબુજી બહોત હી લિખ રહા હૈ." આમ પડોશી સીખ ઘણી વાર પૂછે અને ઉદ્ગારે છે. શું લખું છું તેના જવાબમાં કહેવું જોઇએ તો એમ કે આપ સૌનાં એક પ્રકારનાં ચરિત્રકો લખ્યા કરું છું; કહ્યું તે એટલું જ, (ને જે અર્ધું સાચું છે જ) કે કલકત્તામાં દોસ્તારો વગેરે સાથે જે ઘણી રસિક વાતો થઇ તે મનમાં તાજી છે એટલામાં જ બધી લખી લઉં છું, એટલે, (આ ગપ હતી) રંગૂન પહોંચીને તુર્ત, મારું ચખબાર અહમદાબાદમાં જે બે મદદનીશો ચલાવી રહ્યા છે તેમને આ મહિને જ છાપી દેવા સારૂ ભેજી શકાય. પૂછતાંપૂછતાં એકવાર તો આતુરતાના માર્યા એ સીખે પોતાનું મોઢું ડાયરીબુકની એટલું બધું લગોલગ આણેલ, કે દાઢી પકડી, હચમચાવી, આવી તેની ખો ભુલાવવાનું પણ મન થયું હતું.

કાલે બપોરના ખાણા પછી શ્રાઇનરનાં 'ડ્રીમ્સ' પહેલાં હાથમાં લીધેલાં પણ તેમાંનાં રૂપકોની રૂઢિવશતાને લીધે બહુ રસ તેમાં ન પડચો એટલે જવો. મૂરની 'મેમ્વાર્સ ઑફ માઇ ડેડ લાઇફ' કાઢીને તેમાં તલ્લીન થયો. પેલી દુબળીપાતળી ચોપડી હતી ને આ દળદાર તેથી, કે ગમે તે કારણે, પણ પેલીએ નહોતું ખેંચ્યું એવું સીખનું ધ્યાન આણે ખેંચ્યું. આ કોણે લખી છે ને એમાં એ શું લખે છે એમ એ કૌતુકપ્રિયે પૂછ્યું. હું : "એક બડા કિતાબ લિખનેવાળા અંગરેઝ હૈ, [પેલો છે તો આઇરિશ. પણ એ ફરક અહીં ક્યાં સમજાવવા બેસું?] ઉસને ખુદકી જીવની લિખ ગઇ હૈ, વહ પઢતા હૂં." — "અયસા? વહ અંગરેઝ કોન થા? અચ્છા આદમી થા?" — "હાં, અચ્છા; બડીબડી અચ્છી કિતાબેં ઉસને લિખી હૈ." — "ઔર ક્યા લિખતા હૈ વહ,

અપની જીવની મેં ?" આનો મેં ટુંકો ને સર્વસામાન્ય જવાબ આપ્યો કે પોતે જે સારાંસારાં માણસોને મળેલો, તેમને વિશે લખનારે લખ્યું છે. એમ જ કહેવાય ને ? આમ કે કહેવાય છે ? — કે, પેરિસની સંસ્કારી વેશ્યાઓના ( જેમાંની કેટલીક તો પરણેલી કુલવધૂઓ જ હતી ) સહવાસમાં લેખકે ને બીજા કલાકારોએ જે રીતે જુવાની વીતાવેલી, તેનાં સંસ્મરણોનું જ આ મોટે ભાગે તો દાસ્તાન છે. તેમ વળી આ અભણ ભાઈબંધને ગ્રંથની ખૂબીઓ પણ સમજાવાય તેમ નહોતી : કે, એવા વિષયને પણ કેટલી સૂક્ષ્મ કલાથી, નાજુકપણે અને માનવતાપૂર્વક, લેખકે આલેખ્યો છે.

સવારના દસ થયા છે. અમૃતસરી પોતાના સાથીને પૂછે છે " જો સંગલ કા મેલ ઇધર જાના ચાહિયે, વહ અભી નહિ નીકલા ?" — 'મંગલ કા મેલ'! હમણાં તો એનો અર્થ એ જ કે આજે મંગળવારે સવારે રંગૂનથી ઉપડેલો ઇંગ્લિશ મેલ. આવતી સદીમાં એ શબ્દોનો કદાચ એવો અર્થ પ્રચલિત હશે કે, મંગળગ્રહેથી પૃથ્વીએ ઉતરતો 'એર - મેલ' કે 'રોકેટ મેલ'.

હજી તો કિનારો દેખાતો નથી પણ બે વાગે રંગૂનબંદરે ઉતારશે એમ સંભળાય છે.

# કલકત્તાનાં સ્મરણો

## ૧

કલકત્તા

તા. ૧૦ : ૩ : ૩૧

આજે અહીંના ગુજરાતીઓ સંબંધી – જી પાસેથી મળી તે માહિતી : અહીંના ગુજરાતીઓ ૮૦–૯૦ વરસથી વસેલા છે. સૌથી પહેલા આવ્યાં તે કચ્છીઓ, આગબોટ જ હતી ત્યારે. પછી ટ્રેન થતાં બીજા ગુજરાતીઓ આવ્યા ને કલકત્તામાં તેમની વસ્તી વધી. હાલ એ વસ્તી, (પારસી ઇસલામી સહિત) ૧૦,૦૦૦ જેટલી હશે. તેઓ વેપાર મુખ્યત્વે કરિયાણું, ખાંડ, ચોખા અને કાપડનો કરે છે. ચોખાનો વેપાર ભાંગી પડ્યા જેવો છે. ચોખા પહેલાં રંગૂનથી મગાવી, કે બંગાળમાંથી જ, તેઓ સીલોન મોકલતા. હવે રંગૂનના ચોખા પરભાર્યાં સીલોન ચઢતા હોવાથી ને અહીંના અહીં જ વપરાતા હોવાથી, વેપાર ભાંગ્યો છે. કરિયાણું એટલે તીખાં તજ વગેરે મસાલાઓ. એ સિંગાપુરથી મગાવીને આ વેપારીઓ અહીં વેચે કે દેશદેશાવર મોકલે છે. બંગાળનો કાપડનો વેપાર મોટે ભાગે મારવાડીઓના હાથમાં છે. તેઓ, ખપતું ત્યારે વિલાયતી જ બધું કાપડ વેચતા; વિલાયતીનો આખો વેપાર એમના હાથમાં, ને દેશી કાપડનો પણ ૮૦ ટકા વેપાર એમનો જ. તેઓ ગુજરાતીઓ કરતાં વધારે સાહસિક ખડતલ મહેનતુ અને કરકસરિયા છે. કરકસરમાં તો એટલે સુધી કે કુટુંબને તો મારવાડમાં જ રાખે ને પોતાનો અહીંનો ખર્ચ વીશીના માસિક રૂ. ૧૫)થી વધુ ભાગ્યે જ હોય. એમનામાંના

કેટલાક તો ઘરભાડું પણ ન ખર્ચે ને પોતાની દુકાનમાં કે કોઇકને ઓટલે સુઇ રહે એવા. આઠનવ માસ અહીં વેપાર કરીને દેશમાં જાય. પોતે અહીં હોય ત્યારે કુટુંબ માટે થોડુંથોડું દેશમાં મોકલતા હશે જ. પણ આખા ઘરનો ખર્ચ કલકત્તા જેવી ખર્ચાળ જગ્યાએ નહિ તેથી, આપણા લોકો કરતાં બચાવે ઘણું વધારે. વળી બંગાળનાં ગામડાં ને બીજાં શહેરોમાં પણ મારવાડીઓ પહોંચ્યા હોવાથી તેઓ ત્યાં સારૂં પેદા કરે છે; જ્યારે ગુજરાતીઓ કલકત્તાની આગળ – અંદરના ભાગમાં – ઘણુંખરૂં નથી ગયા. – અહીં ગુજરાતીઓની એક 'બોમ્બેકલબ' છે. તેમાં મોટે ભાગે વેપારીઓ અને ઊંચી પાયરીનો નોકરિયાત વર્ગ સભ્યો તરીકે છે.

૨

કલકત્તા

તા. ૧૩ : ૩ : ૩૧

ગઇ કાલે – ભાઇએ વખત આપ્યા પ્રમાણે, તેમના રૂ. ૫) લેવા એક વાગે ગયો ત્યારે એમણે પેઢીના મહેતાની ગેરહાજરીનું કારણ આપી, કલાક બાદ આવવાનું કહ્યું. આ કલાક ક્યાં કાઢવો ? લત્તો અજાણ્યા જેવો ને એટલામાં ખાસ કામ હમણાં હતું નહિ. કોઇક જાહેર જગ્યા શોધવી જોઇએ. તેથી પહેલાં તો અટકળેઅટકળે ગલીઓ વટાવી મોટે રસ્તે ડલહાઉસી સ્કવેર પાસે આવ્યો, ને બંગાળનાગપુર રેલવેની ઓફિસમાં દાખલ થઇ, ટાઇમટેબલ માગ્યું – સવાલ ઉમેરીને કે દિલ્હી ને કરાચીની ટ્રેનોના વખત ને ભાડું તેમાં હશે ને. આ નિર્દોષ સવાલથી પણ કારકુનને જાણે માઠું લાગ્યું. તેણે બનતી માનવૃત્તિ જાળવીને મને અજાણ્યાને જાણ કરી કે એ તો ઇસ્ટ ઇન્ડિયન રેલવેની ઓફિસમાં હોય, અહીં નહિ ... હજી ચાનો વખત ખરી રીતે થયો નહોતો પણ વખતને 'મારવા'નું એ પણ એક સારૂં સાધન છે એમ વિચારી, હોટેલબૉટેલ એટલામાં દેખાતી નહોતી તેથી, રેલવે ઓફિસને જ પગથિયે ઊભેલા

બે બંગાળીઓને એ વિશે અંગ્રેજીમાં પૂછ્યું. એ ભલા આદમીઓ એમ સમજ્યા કે મારે કોરી ચાનો ડબ્બો ખરીદવો છે, ને એ સમજથી પડોશની એક દુકાન ચીંધી. મારા જોવામાં એ આવેલ તેથી મેં ફોડ પાડી કે મારે તો ચાનું પીણું જોઇએ છે, પાંદડાં નહિ. આ પરથી મકાન પાછળના મિશન રોના રસ્તાનો ખૂણો એ લોકોએ બતાવ્યો. ત્યાંની નીચી સાંકડી દુકાનમાં જેવી મળી તેવી ચા પૈસાનાં ચારવાળાં બિસ્કીટ સાથે પી બહાર મોટે રસ્તે આવ્યો. અને બે વાગવાને અર્ધો કલાકની વાર હોવાથી, ડલહાઉસી સ્કવેરના બાગમાં, તળાવપડોશના ઝાડની નીચેના બાંકડા પર બેઠો. એક બંગાળી જુવાન ત્યાં બેઠોબેઠો બંગાળી કાવ્યોની જૂની ને મેલી ચોપડી વાંચતો હતો. જરા વાર રહીને તેણે મને બંગાળીમાં કૈંક પૂછ્યું. જવાબમાં મેં આશ્ચર્ય અને ગુંચવણના ભાવ સહિત તેની સામે જોઇ રાખ્યું. તેણે સવાલ ફરીથી પૂછ્યો – બંગાળીમાં જ. મેં તેને અંગ્રેજીમાં કહ્યું કે બંગાળી મને જરીકે નથી આવડતું. (કહ્યું, પણ મનમાં બીક હતી કે એ અંગ્રેજી જ નહિ જાણતો હોય તો ?) આ સાંભળીને તેણે મને ખુલ્લા માથાથી માંડીને જોડા સુધી બે વાર ધારીધારીને તપાસ્યો અને – "બટ યુ લુક ક્વાએટ લાઇક એ બેંગોલી." મેં ખુલાસો કર્યો કે હા એ ખરી વાત, દેખાવ-પૂરતું મારું એવું સદ્‌ભાગ્ય છે, પણ હું છું તો ગુજરાતી જ અને જગવિખ્યાત 'એહમદાબાદ'માં રહીને દહાડા ગુજારું છું... તેની પાસેની ચોપડીમાં જુવાન ટાગોરની ને બીજી છબિઓ હતી તે જોઇ મેં પૂછ્યું કે બંગાળી કાવ્યોની કોઇ સુમનમાળા આપ વાંચતા લાગો છો. જવાબઃ "નો – યસ, ઇટિઝ એ કલેકશન ઓફ બંગાલી સોંગ્ઝ અવેઇલેબલ ઇન ગ્રામોફોન રેકર્ડ્ઝ."

૩

સ્ટીમર 'એરનકોલા'

તા ૧૫ : ૩ : ૩૧

કલકત્તા અને બંગાળીઓ વિશે ગયા છ દિવસમાં જે જોયું સાંભળ્યું,

તેમાંનું યાદ છે તેટલું, યાદ આવે તેમ, મુદ્દાવાર ટપકાવી લઉં :

૧. વિશાળ મેદાનો : નૉર્થ ને સાઉથ એમ બે મોટા મુખ્ય વિભાગે કલકત્તા છે. નોર્થ એટલે જૂનું શહેર; સાઉથ એટલે વિશેષતઃ ગયા દોઢબે દસકામાં વસ્યું તે નવું, પૈસાદારોને રહેવાનું ('એરિસ્ટોક્રેટિક સાઉથ' તેને —ભાઈએ કહેલું, અમે સંભવિત દાતાઓની યાદી કરતા ચાર દહાડા પર બેઠા હતા ત્યારે ) શહેર. આ સાઉથમાં ખુલ્લાં મેદાનો અને બાગો પુષ્કળ છે; થોડાં નૉર્થમાં પણ. તેનાથી રમવાફરવાની અને ચોખ્ખી હવાની મોટી સવડ. આજ વહેલી સવારે તો, ઉતારેથી બંદરે આવવા હું નીકળ્યો ત્યારે ચોરંઘીની પડખેના એવા મેદાન—વિસ્તારોનાં લીલાં ઘાસ પર, તેની બરાબર લગોલગ, ઝાકળને લીધે કે કોણ જાણે કેમ, જાણે આછાંઆછાં વરાળનાં પડ પથરાયલાં હતાં. પ્રભાતના ઠંડા પવનની લહેકી વચ્ચે સડસડાટ દોડયે જતી મોટરમાંથી દૂર દેખાતું એ દૃશ્ય અત્યંત હૃદયંગમ લાગતું : ઘડીકમાં સાગરનાં સ્થિર પાણી જેવું; તો ઘડીકમાં આછેરાં વાદળાં જેવું ... ... શહેરના સૌથી ધમાલિયા રસ્તામાંનો એક, તે ડલહાઉસી સ્કવેરનો લત્તો; પણ ત્યાં યે, એ બાગના સામીપ્યને લીધે, ધમાલબાજ માનવીથી આવતા કંટાળાને કુદરત —— હરિયાળી, વૃક્ષો રોપા અને વૃક્ષછાયા, જલભર તળાવ, સર્વે —— ઓછો કરે છે. મુંબાઈમાં ય સર્કલ અને યુનિવર્સિટીના બાગ એવા જ લત્તામાં છે, પણ તેમાં જલાશય નથી તેથી, કે પછી અતિપરિચયના દુષ્પ્રભાવે કરીને, ગમે તેમ, પણ મને તેનું આકર્ષણ આના જેટલું કદી થયું નથી. ત્યાં મેદાન પણ ક્રુકશાંક રોડની પડખે કયાં નથી ? પણ એની તો આરપાર તમે સહેલાઈથી જોઈ શકો, જ્યારે ચોરંઘીનાં મેદાન તો નાંખી નજર પહોંચે ત્યાં લગી લી ... લાંછમ વિસ્તર્યા જ કરતાં હોય છે. આથી જ, ધારૂં છું, એ વધારે મનોહર બને છે.

૨. પોલિસમેન : તેણે કલકત્તાની પણ પહેલાંનાં સ્ટેશનોએથી ધ્યાન ખેંચવા માંડેલું. પાઘડી પીળી કાળી કે ખાખી નહિ, પણ મજાની

કસુંબી લાલ; ઉપરાંત, બીજે આજ લગી મેં કદી પોલિસ પર ન જોએલું એવું ચારેક આંગળીની પહોળાઇનું ચપટું, પખતું ફુમતું એ પાઘડી પર ડાબી બાજુ લટકતું હોય છે. તેની પદવીને સહજ અને આવશ્યક એવું કોઇક વિશેષ ગૌરવ આવી ફુમતાદાર પાઘડી તેને અર્પે છે. પણ આ વખાણ વાંચીને બીજા ઇલાકાઓના પોલિસવડાઓ પોતાના સિપાઇઓને ફુમતું ન લટકાવી દે તો સારૂં; લટકાવશે તો, ભય છે કે, એ વસ્તુની નવીનતા ને વિશેષતા કદાચ મારી જશે — બીજે બધે તેમ કલકત્તામાં પણ. એટલું તો લાગે જ છે કે કલકત્તાના પોલિસખાતાને પોતાના સિપાઇ માટે ઘણું માન છે. નહિ તો, એ તેને કમ્મર ઉપરાંત બંને ખભે ને છાતીએ — ગળાની બરાબર નીચે — લાલ ચામડાના ચળકતા બક્લદાર પટ્ટા વડે શણગારે શું કામ? ને, મેં તો બચપણમાં અમારી નાતના એકબે પૈસાદાર મુરબ્બીઓના જ વપરાશમાં આવતી જોએલી એવી સફેદ કવરવાળી, ઝાલરવાળી પણ, છત્રીઓથી તેના દબદબામાં વધારો કરે શું કામ?

૩. 'બંગલા' લિપિ: ઘણે ભાગે તો કામકાજને અંગે મિત્રની મોટરમાં જ એકથી બીજી જગ્યાએ ધસવાનું થતું પણ પરમ દહાડે કેટલાક રસ્તા વધીને પગે ચાલતા જવાનું થએલું. આનો એક લાભ મને એ થયો કે, અર્ધી નહિ તો આશરે પા ભાગની બંગાળી લિપિ આપમેળે જ શીખાઇ ગઇ. કેટલીક જગ્યાએ રસ્તામાં પેઢીનાં કે માણસોનાં નામ અંગ્રેજી ને બંગાળીમાં સાથેસાથ લખેલાં તે પરથી બંનેને સરખાવીને, કોઇકોઇ અક્ષર બેસાડતાં આવડવા માંડ્યું. (મોટરમાંથી અંગ્રેજીએ પૂરૂં વંચાય નહિ કોઇ વાર, એટલે તેમાં હોઇએ ત્યારે આવો પાઠ ભણવો અશક્ય.) બંગાળીઓ પર થોડી ચીઢ પણ ચઢી: "શા માટે આ લોકો સુરેખ સુંદર નાગરી લિપિના અક્ષરોને આ રીતે ક્યાંક અંદર દબાવી દઇને, કોઇ વાર ખેંચીતાણીને, તો કદિક વળી મરડીમચરડીને પણ, બેડોળ અને અઘરા બનાવવાનો ઉદ્યમ લઇ બેઠા હશે?" પછી

આપણા એક 'સવાઇ ગુજરાતી' વિચારકની લિપિવિષયક ભાવના યાદ આવતાં મન વાળ્યું : "કૈં નહિ; જતે દહાડે ભારતભરની એકભાષા હિંદી તેમ એકલિપિ ગુજરાતી જ થવાની છે ને? તે દહાડે બંગાળી-ઓ હારશે આપણે હાથે. ગઇ પચ્ચીસીની એમની રાજકારણી ખુમારી આપણે એક જ વર્ષમાં સત્યાગ્રહલડતવેળા ઉતારી જ છે ને? તો પછી લિપિ જેવી વાતની તે વિસાત શી?"

૪. બંગાળીઓની ઘેરી બાજુ : ઉજળી બાજુઓ છે ને તે ઘણી છે. એ ઘણી જાણીતી પણ છે અને તે હિંદમાં જ નહિ, જગતમાં. આ કથનને મજબુત ટેકો માત્ર પાંચ છ નામોચ્ચારથી પણ આપી શકાય તેમ છે : વિવેકાનંદ, રવીન્દ્રનાથ અને જગદીશચંદ્ર, ચિત્તરંજન અને રામાનંદ અને સુરેન્દ્રનાથ. પણ ઘેરી બાજુ જાણવાની યે હિંમત તો આપણામાં હોવી જ જોઇએ – કૈં નહિ તો, એવી ખામીઓથી સદાસર્વદા આપણે ચેતતા રહી શકીએ એટલા સારૂ. તેથી જ, સાંભળેલા અનેકમાંથી આ ત્રણચાર (પ્રમાણમાં હળવા) દાખલા નોંધવાની છૂટ લઉં છું : (૧) કહે છે, પરમ દિવસ કે ચોથા દિવસના 'લિબર્ટી'માં લડતમાંના સ્ત્રી-ઓના હિસ્સાનો જે ઉલ્લેખ હતો, તેમાં કલકત્તામાં પકડાયલી ૮૦ ગુજ-રાતી સ્ત્રીઓમાંથી એકનું પણ નામ નહોતું દેવાયું; બધાં નામ બંગાળી જ; બંગાળ બહાર કામ કરેલું જેમણે એવી સેવિકાઓનાં નામે આપેલાં, તે પણ બંગાળણોનાં જ! (૨) –ભાઇ કહેતા હતા કે બંગાળીઓ આપણા કરતાં બુદ્ધિશાળી વધુ છે તો વિલાસી પણ બહુ જ છે. એમણે એમ પણ કહ્યું કે એ પ્રજામાં ગુલામ-મનોદશા છે એવી બીજે ભાગ્યે જ હોય. તેઓને ત્યાં વચલો વર્ગ જ નથી. ઉપર નાનામોટા જમીન-દારો, જાગીરદારો, વગેરે ને નીચે નોકરીઆત વર્ગ. બંનેનો આધાર સરકાર પર ને તેથી બંને ગુલામીપ્રિય. આ સાંભળીને મેં નવાઇપૂર્વક પૂછ્યું : "ત્યારે એમનામાં આટલી બધી રાષ્ટ્રભાવના દેખાય છે, એ ક્યાંથી?" જવાબ : "એમાં વકીલબારિસ્ટરો ને વિદ્યાર્થીઓ જ પડેલા

છે, બીજા નહિ." એમની જ બ— સાથેની વાતમાંથી: "લડતમાં સૌથી સારું કામ ગુજરાતીઓનું-ગુજરાતી ખેડુતોનું; ને સૌથી ખરાબ, કલકત્તા શહેરનું." (૩) ચારેક દિન પર ફંડ-વિચારણા માટે —ની દુકાને બેઠો હતો, ત્યાં એ કામ પત્યા પછીની વાતમાંથી આ કિસ્સો લઉં છું: એક બંગાળી બાપે હજારો રૂપિયા ખર્ચીને દીકરાને આઈ. સી. એસ. કર્યો. તેને પરણાવવાની વખત થઇ ત્યારે એક ભણેલી ને દેખાવડી છોકરી સાથે તેનાં લગ્ન નક્કી થવાનાં હતાં. કન્યાના ગરીબ બાપે, કરજે આણીને પણ પહેલાં રૂ. બે હજાર ને પછી દસ હજાર, રિવાજ પ્રમાણે વરના બાપને આપવાની ખાહેશ દેખાડી. આ માગણી કબૂલ રખાઇ જ હોત, પણ એટલામાં તો એક બીજી કન્યા વરના બાપના જાણવામાં આવી. એ ઓછું ભણેલ ને સાધારણ દેખાવની હતી, પણ તેનો બાપ રૂ. પચ્ચીસ હજાર આપવાની શક્તિવાળો હતો, એટલે એ રકમ લઇને વરવાળાએ સાટું નક્કી કરી નાંખ્યું. (૪) "હમણાં તો ઓછી છે, પણ પહેલાં કલકત્તામાં જ સિત્તેર હજાર વેશ્યાઓ હતી. આનું એક મોટું કારણ એ કે હિંદુ કુટુંબોમાં વિધવાને બીજી બાબતો-માં (તેને સારું પહેરવાઓઢવા ન દે; એ લોકના મિષ્ટાન્ન સમાન માછલી વારતહેવારે રાંધી હોય તે ખાવા ન દે, વગેરે) અપશુકનિયાળ ગણવા ઉપરાંત, તેની તરફનું એકંદર વર્તન હિંદના બીજા કોઇ પણ ભાગના કરતાં અહીં વધારે અપમાનકારક હોય છે. આથી બાળવિધવાઓ અકળાઇને કેટલીએ વાર લુચ્ચાઓને જાણીને વશ થાય કે અજાણતાં તેના પંજામાં ફસાય. પછી, લુચ્ચો જ્યારે તેણીને તજી જાય ત્યારે તેને ગુજરાનના સાધન માટે વ્યભિચાર સિવાયનો રસ્તો ન રહે. આ કારણે વેશ્યાસંખ્યા ખૂબ જબ્બર. — કલકત્તાનાં કુટ્ટણખાનામાં તો કોઇકોઇ વાર ચારછ વર્ષની બાળાઓને પણ, માત્ર રાખે છે એમ નહિ, રાખનારાં અનીતિના ધંધામાં પણ એવી કુમળીઓને યોજતાં હોય છે." (બે જાણકારોની વાતમાંથી.)

૫. અસ્થાને સમાજમંદિરો : અમે ટ્રામમાં બેસીને —ની ઑફિસે જતા હતા ત્યારે મારા સાથીએ કૉલેજ કે કોર્નવૉલિસ, બે સ્ટ્રીટોમાંથી કોઇ એકના ઘોંઘાટવન્તા રસ્તા પરનાં પ્રાર્થનાસમાજ ને આ'ર્ય' સમાજ-મંદિરો બતાવ્યાં. મને એ જોઇ થયું, બસ-ટ્રામની ને બીજી હજાર જાતની ગડબડસડબડોની વચ્ચે અહીં પ્રાર્થના શી રીતે થઇ શકતી હશે કે અખિલ વિશ્વને આર્યધર્મમાં વટલાવવાનો દયાનંદજીનો અદ્‌ભુત સંદેશ શી રીતે સુણાવી શકાતો હશે? મુંબાઇ પ્રાર્થનાસમાજ પણ આવી દુર્દશા વચ્ચે ઊભું રહેલું છે. પ્રમાણમાં શાંતિવાળું પ્રા. સા. મંદિર તો અમદાવાદનું જ; ને એવાં જ શાંત આ. સ. મંદિરો તે સુરત-મુંબાઇનાં. પણ કલકત્તાનું બ્રહ્મસમાજમંદિર ક્યાં હશે? કેવા વાતા-વરણમાં એ જીવન ગુજારતું હશે? સ્વર્ગીય રાજા રામમોહન રાયના આત્માને સંતોષ આપે તેવાં એનાં પરિવેષ્ટન રહ્યાં હશે કે દુભવે એવાં?

૬. રસગુલ્લાં :—ભાઇને ત્યાં પરમરાતે એ પહેલી વાર જોયાં ને ખાધાં. દેખાવે, કબુતરનાં ઇંડાં જ જાણે જોઇ લ્યો; ફેર હોય તો એટલો કે પેલાં લંબગોળ હોય છે ને આ ગોળ. અને સ્વાદે, કેટલેક અંશે, મુંબાઇમાં જે કાચા માવાના ગોળાને પેંડા નામ આપીને વેચવામાં આવે છે, તેના જેવાં. એને કેમ બનાવે છે એ વિશે પૂરી માહિતી તો ન મળી. જે મળી તે પરથી એટલું સમજાયું કે, પહેલાં તો દૂધને ખારાશ કે ખટાશ અને ગરમીની મદદથી ફાટવી મૂકે – અરે, ફાડે; પછી, શીખંડ બનાવતાં બાંધીએ છીએ તેમ, તેનો ગર કપડામાં બાંધી, અદ્ધર ટાંગી, પાણી કાઢી નાંખે; અને છેવટ, પાણી સાવ નીકળી જાય પછી, ગોળા વાળીવાળીને ચાસણીમાં નાંખે. એ પીરસાય ત્યારે પણ ચાસણી આપણા ભાણામાં રસરૂપે મોજૂદ હોય છે. અમે જમતા હતા ત્યારે મારા યજ-માને કહ્યું : "ડૉકટર હરિપ્રસાદ અહીં આવ્યા ત્યારે પણ અમે રસ-ગુલ્લાં આણ્યાં હતાં. એમને એ ખૂબ ભાવ્યાં. સવાદેસવાદે ખાતા

જાય ને કહેતા જાય "મહાગુજરાતના એક મથકની આ વાની ખાવી એ પણ મહાગુજરાતની સેવા છે." (બરાબર સમજાય માટે ડોકટર-સાહેબના મૂળ શબ્દો મારે થોડા ફેરવવા પડ્યા છે. મૂળ ઉક્તિ ઘણું કરીને આમ હતી: "અમે રસગુલ્લાં ખાઇને પણ મહાગુજરાતની સેવા કરીએ છીએ.")

૭. 'આઉટ્રામ ઘાટ': આ નામવાળી જગ્યાએથી આજે અમારી બોટ રંગૂન જવા ઉપડી. એમાં છે તેવું પશ્ચિમ–પૂર્વનું ભયંકર મિશ્રણ બીજે ક્યાંઇ કદી સાંભળ્યું છે?

૮. સરસ કલાકૃતિ: એક જાહેર જગ્યાએ જનરલ આઉટ્રામનું ઘોડેસ્વાર બાવલું છે. પહેલી વાર જોયું ત્યારે તુર્ત જ તેની પર નજર ચોંટી ગએલી. શિલ્પીએ કાંસાને જાણે જીવંત કરી મૂક્યું છે. ઘોડાને સીધે પૂંછડે ઝડપભેર દોડવાની અદામાં ઘડ્યો છે. ગતિનો ભાવ હૂબહૂ છે. આખી જ આકૃતિ – ઘોડાનાં ડોક, પગ, પુચ્છ; આતુરતાથી પાછું વાળીને જોતો જનરલ પોતે – સ્વાર સહિતના ખૂબ દોડતા ઘોડાને જોઇએ અને અનુભવીએ તેવી, ઉત્સાહ અને વિસ્મયની લાગણી ઉત્પન્ન કરે છે. બાવલા પાસેથી અમે પસાર થતા હતા ત્યારે મારા મિત્રે કહ્યું એ મને સ્વાભાવિક જ લાગ્યું: "કનૈયાલાલ વકીલને આ સ્ટેચ્યુ ઘણું જ ગમ્યું હતું." પછી તેમણે એક બીજા કલાકોવિદ કનૈયાલાલનું નામ દઇ ઉમેર્યું "એ તો કહેતા હતા કે ઘોડાની પુંછડી આમ સિદ્ધી ક્યાર-થી થઇ? એ એવી હોય છે જ ક્યારે?" મને લાગે છે, ટીકાકાર-મહાશયે જિંદગીમાં કદી પણ, અત્યંત ઉશ્કેરાઇ તાનમાં આવીને દોડતો ઘોડો જોયો નહિ હોય; તેથી જ એવી ટીકા.

૯. ગુજરાતી ભણી બદલાતું વલણ: ગુજરાતી – બંગાળીના ઘુરાકડવા સંબંધ વિશે તો રોજ જ કૈં ને કૈં સંભળાયા કરતું. એ બધું પૂરેપૂરૂં ખરૂં કદાચ નહિ હોય. પણ એ લોકોનું આપણી તરફનું તેવું વલણ ગુજરા-તી સાર્વજનિક જીવનમાં મહાત્મા ગાંધીના આગમન અને પ્રભાવ પછી

–ગયા વર્ષ પછી ખાસ–કૈંક બદલાતું હશે એમ પણ લાગ્યું. એમ ન હોય, તો–બાબુ જેવા અગ્રણી પત્રકાર, "ગુજરાતી એ ગાંધીજીની ભાષા છે એટલે મને એ શીખવાનું મન તો ઘણું છે [હમણાં તેઓ એક જ ગુજરાતી શબ્દ જાણે છે – સાળો; યુરપથી પાછા ફરતાં સ્ટીમર-માં કોઇ ગુજરાતીને વાતચીતમાં એ વારેવારે બોલતો એમણે સાંભળેલ.] પણ અહીં તેનાં સાધન નથી" એમ શા માટે કહે? વળી,–ભાઇ કહેતા હતા કે રામાનંદ ચેટર્જી ગુજરાતમાં આવી ગયા અને આપણા ગરબા જોઇસાંભળી તેનાં વખાણ કર્યાં, ત્યારથી બંગાળીઓ અને બંગાળ-ણોને લાગવા માંડયું છે કે ગુજરાતે ગરબાઓમાં તો કેટલીક જૂની આર્ય સંસ્કૃતિ સાચવી રાખી છે. આ જ્ઞાન લાધ્યું ત્યારથી એમના-માંનાં કેટલાંકે ગરબાશાસ્ત્ર અને ગરબાકલાનાં મૂળતત્ત્વો ભણવાની શરૂ-આત કરી છે.

૧૦. બે પત્રકારોની મુલાકાતે : પરમની સાંજ ઘણા આનંદમાં ગાળી. ચારથી સાત સુધીનો વખત પ્રવાસ દરમિયાનના મારા આબરૂદાર ભિખારી-ના ધંધાને વીસરીને, અપર સર્ક્યુલર રોડ પર આવેલા સાદા અને સુઘડ મકાનમાં 'વિશાલ ભારત'ના તંત્રી પંડિત બનારસીદાસ ચતુર્વેદી અને 'મૉડર્ન રીવ્યુ'ના વ્યવસ્થાપક અશોકબાબુની મુલાકાતમાં વીત્યો. (રામાનંદબાબુ હાલ શાંતિનિકેતન છે એટલે એ પ્રેરક મૂર્તિનાં દર્શનનો પણ લાભ ન મળ્યો.) — પંડિતજીને પહેલી વાર જ જોયા. એમના દેખાવ તથા વાતચીતની ઢબની સાદાઇ, સહજતા, સૌથી પહેલાં આકર્ષણ કરે છે. મિલનસાર પણ ઘણા. દેશજીવન સાહિત્યજીવન અને એમના આફ્રિકાજીવન વિશે વાતો એક પછી એક નીકળતી ગઇ તેમતેમ અનુભવો અને વિચારોનો ભંડાર અમારી સન્મુખ ઠલવાતો ગયો. હિંદી અને ગુજરાતી માસિકોની ખપતની વાત નીકળતાં એમણે સૂચવ્યું કે ગુજરાતીમાં ઉંચી કોટિનાં માસિકો સારી સંખ્યામાં ખપતાં નથી તેમાં પ્રચારકામની ઊણપ એ કારણ હશે. કદાચ. પણ મેં ખુલાસો કર્યો તેમ, વાચનવૃત્તિ

ગુજરાતના શિક્ષિતોમાં બંગાળ મહારાષ્ટ્ર કે યુક્ત પ્રાંતો જેટલી નથી, એ પણ એક મુખ્ય કારણ. બીજી ચર્ચા થઇ તે લેખકોને આપવાના મહેનતાણાની. હિંદીમાં તો, જે માસિક અલ્પસાધન હોય, ખોટમાં ચાલતું હોય, તેણે પણ મહેનતાણું આપ્યે જ છૂટકો; કારણ 'સરસ્વતી' અને 'માધુરી'–'સુધા' જેવાં માસિકોના તાલેવંત માલિકોએ સારી રકમ લેખના બદલામાં આપવાની પ્રથા પાડી હોવાથી, જે જે માસિકે સારા લેખ પામવા હોય તેણે લેખને ઓછી કે વધુ સંગીન રકમો આપવી જ પડે છે. દર : સાધારણ રીતે પાનાદીઠ એક રૂપિયો, પણ સુપ્રતિષ્ઠિત લેખકના ઉત્તમ લખાણ માટે પાને ચાર રૂપિયા સુધી પણ અપાય છે. — આફ્રિકામાં ગુજરાતી વેપારી કઇ રીતે પગપેસારો કરે છે એ વિશે કહ્યું : પહેલાં તો એ થોડી મિઠાઇ લઇને ગામડામાં પહોંચી જાય, ને છોકરાંને કેટલાક દહાડા લગી મિઠાઇ મફત વહેંચે; પછી મિઠાઇ જોડે ગામડિયાને ગમતી ને ઉપયોગી વસ્તુઓ પણ રાખવા માંડે અને કિફાયત દામે એ વેચે; એમ કરતાંકરતાં ખુમચામાં વસ્તુઓ વધતી અને મિઠાઇઓ ઘટતી જાય. કેટલેક વખતે સારી કમાણી થતાં એ ફેરીઓ ગામડામાં દુકાન ખોલે ને આગળ જતાં મોટો વેપારી થાય. એ કામ કરવે ખડતલ અને ખાવાનું પ્રમાણમાં થોડું જોઇએ તેને, તેથી ત્યાંના ગોરાઓ તેને પ્રશંસાપૂર્વક ગાળ દે : "હી વર્ક્સ હાર્ડ ઑલ ડે એન્ડ ધ ડેવિલ ઇટ્સ નથિંગ." — પંડિતજીના મુખ્ય મદદનીશ શ્રી. વ્રજમોહન વર્માને જોઇને મને થયું કે મારા કરતાં પણ શરમાળ માણસો દુનિયામાં હોઇ શકે છે–એટલી બધી નમ્રતા ને સંકોચથી તેઓ બોલતાચાલતા હતા. એમનો ચહેરો, મુખભાવો, બેસવાની અદા અને વાણી બધું જ એટલું મીઠું સુઘડ અને પ્રમાણસરનું હતું કે એ કલાપ્રિય આત્માને જ 'વિશાલ ભારત'નો તાજેતરનો સુંદર 'કલા – અંક' આભારી છે એ જાણીને મને નવાઇ ન લાગી —નીચે અશોકબાબુ પાસે પહોંચતાં મોડું થયું એટલે ત્યાં ઝાઝું રોકાવાનું ન બન્યું. એમને આગલી રાતે પહેલા જોયા

ત્યારે જ જે સુસ્થતા અને ઠરેલપણાની છાપ પડી હતી તે અત્યારે દૃઢ થઇ. જુવાન પુરુષ માટે અસાધારણ કહેવાય એટલો સંયમ અને ભાર એમના બોલવાચાલવામાં અને મોં પર છે. આ તો મારા મન પરની પહેલી જ, અછડતી છાપ. બાકી જાણકારો કહે છે કે નિકટ સમાગમે, તેઓ કોઇ પણ વિષય પર ઉત્સાહ અને ઊંડા જ્ઞાનથી વાત કરી શકે છે. બિનબંગાળીઓ ભણી ઇર્ષ્યા કે તુચ્છકારથી નહિ પણ સમભાવપૂર્વક વર્તી શકે એવા જે થોડા બંગાળીઓ કલકત્તામાં છે, તેમાંના એક તે અશોક ચેતર્જી. મકાનમાંના તંત્રીવિભાગ, કંપોઝિંગરૂમ, મશિનરૂમ, વગેરે અમારી સાથે ફરીને, સમજાવીને, એમણે બતાવ્યા. પ્રેસમાં જે સૌથી જૂનું મશિન છે તેમાં આજ લગીમાં પાંચ કરોડ છાપ લેવાઇ છે એમ જાણવામાં આવ્યું. — પ્રેસ અને ત્રણે માસિકો ( મોડર્ન રીવ્યુ, પ્રબાસી, વિશાલ ભારત ) સારાં ચાલે છે ( જો કે વિ. ભા. હજી કેટલુંક ખોટમાં છે ) એ જાણીતું છે. મેં બહારથી સાંભળ્યું તેમ, આખી સંસ્થા ઓછામાં ઓછો વીસ હજારનો નફો પ્રતિવર્ષ કરતી કહેવાય છે.

# રંગૂનનાં સ્મરણો

૧

રંગૂન
તા. ૨૨ : ૩ : ૩૧

સુવર્ણમંદિર શ્વે ડેગોનથી બીજે નંબરે રંગૂનની જોવાલાયક જગ્યા તે 'રૉયલ વિક્ટોરિયા લેક'નું સરોવર. મંદિર રંગૂનનું સૌથી ભવ્ય તેમ સરોવર સૌથી રમણીય સ્થાન છે. એમ પણ કહેવાય છે કે જ્યારે – આશરે ૨,૫૦૦ વર્ષ પર – મંદિર ચણાયું ત્યારે તેને માટેનાં ઈંટમાટી સારૂ જે ખોદકામ થએલું, તે જ આ સરોવર. એ શ્વે ડેગોનથી થોડેક જ દૂર પૂર્વે આવેલું છે.

રૉયલ લેકની રચના દુનિયાનાં બીજાં સરોવરોથી જુદી જ છે. સામાન્ય સરોવર એટલે તો સુવિશાળ, ઘેરાવદાર, જળે ભર્યો એક જ મોટો ખાડો. આ તેવું નથી. આ તો ડલહાઉસી ગાર્ડન્સ વચ્ચે વંકવોળામણું વિસ્તરે છે. સીધો વિસ્તાર તો કોઇ પણ જગ્યાએ પૂરો એક ફર્લોંગ પણ નહિ હોય. થોડુંક ચાલીએ ત્યાં, આસ્તે રહીને વધુ કે ઓછા ગોળાકારે વાંક લેવાનો જ હોય. તેના આખા ય કાંઠા પર, બાગની અંદર તેમ જ બહાર થોડા ભાગમાં, સફાઇદાર સડક છે. બાગમાંની સડકની બાજુઓ ઘણુંખરૂં ઢોળાવવાળી, લીલા ઘાસની બિછાતવાળી, કેટલેક સ્થળે ઊંચાં (મને) અજાણ્યાં ઝાડોથી ભરેલી છે.

કાંઠા પર એક ઠેકાણે આરો બાંધેલો ને ઊતરવાનાં પગથિયાં. આરા-

ને બે સામસામે છેડે, આગલા બે પગ ઊભા રાખીને પથ્થરના સિંહ બેસાડેલા દૂરથી લાગ્યા. પાસે જતાં સમજાયું કે એ પથ્થરના નથી ને સિંહ પણ નથી. અંદર પથ્થર હોય તો કોણ જાણે, ઉપર તો વિવિધ-રંગી – અંગેઅંગે નિરાળા રંગના, લાલ સફેદ કેસરિયા કે લીલા–ચાઇના (માટી)ના ટુકડા ચોઢેલા હતા; ને નામ એ જનાવરનું 'ચિંધે' (આ ધ સ્પષ્ટ બોલાતો નથી; થ ને ધ, એ બેની વચ્ચેનો હોય એવો કોઇક ઉચ્ચાર તેનો થાય.) ચિંધે એટલે બ્રહ્મી પુરાણકથાઓમાંનું એક પ્રાણી, જેમાંથી એ પ્રજાની ઉત્પત્તિ થઇ મનાય છે. એનું માથું, કેશવાળી, એ બધું તો સિંહ જેવું જ; પણ આંખોમાં એવો ફરક, ને આંખ તથા ઉપલા હોઠ વચ્ચેનો ભાગ કૈંક એવો બે ભાગે ફડાયલો લાગ્યો, કે સિંહથી એનું મોઢું જુદું પડી આવે.

પાણીમાં કેટલીક સંપાન (હોડી) ફરતી હતી, તેમાં અર્ધોક કલાક સહેલ કરવાનો વિચાર હતો અમારો, પણ પેલાએ રૂપિયો એક માગ્યો (ચાર જ જણનો; તેમાં એક બાળક) એટલે વિચાર માંડી વાળ્યો. યુરોપીઅન મડમો ને સાહેબો તો પોતાની ચળકતી સુઘડ હોડીઓમાં તરતાં ને સરતાં જ હતાં. એમની ખાસ જુદી કલબનું સફેદ વિશાળ ઊંચું મકાન સામે દેખાતું હતું. તેનાથી થોડીક આઘી દેશીઓની ઓરિયંટ કલબ પણ છે. એ સ્થાપેલી બર્મા સિવિલ સર્વિસવાળા રા. ધીરજલાલ નાણાવટીએ, હિંદી અને બ્રહ્મી બેઉને માટે. હવે, તાજેતરના હિંદવિરોધી વાતાવરણને પ્રતાપે, હિંદીઓને તેમાંથી જેમ બને તેમ બાતલ કરવાની ખાસ કાળજી રખાય છે (વિશેષે કરી, નવાઓને દાખલ કરતાં). કલબની માસિક ફી રૂ. ૧૦), ને ખાણીપીણીનો ખર્ચ જુદો, તેથી પૈસાદારોને જ સભ્યપણું પોસાય.

આજે રવિવાર, તેથી બધી જાતોના હિંદીઓ તેમ જ બ્રહ્મીઓ ને યુરોપીઓ બાગમાં લટાર મારતા હતા. એમાંની બ્રહ્મી સ્ત્રીઓમાં, ગઇ કાલે સવારે શ્વે ડેગોન પરથી ઊતરતાં જે મુગ્ધકર સૌન્દર્ય જોયું હતું;

તેની શોધ મેં ઘણી કરી, પણ નિરાશ થયો. જે સાધારણસારાં થોડાં સ્ત્રીમુખ દેખાયાં તે પાઉડરઆઉડર છાંટેલાં, ને તેથી અસલ બ્રહ્મી સૌન્દર્યના શોધક માટે નકામાં હતાં.

ફરીફરીને ગાડીમાં બેઠા પછી અમે આગળ વધ્યા ત્યાં એક ઠેકાણે, ચોગાન જેવા કાંઠાના ભાગમાં, ફરનારાં સહિતની મોટરો ગાડીઓ ને છૂટાં માણસ પણ હતાં. ત્યાં અમારી ગાડી ઊભી એટલે —ભાઇ કહે, "આ સ્કેન્ડલ પોઇંટ" — "એમ કેમ?" મેં ભોળે ભાવે પૂછ્યું. તેઓ હસ્યા. તેમની વતી અમારી મંડળીમાંના બીજા ભાઇએ જવાબ દીધો: "લોકો મધરાત લગી અહીં રખડ્યા કરે ને એવું." હું: "આઇ સી ... ..." (ઉમેરવું ઘટે કે હજી સંધ્યાકાળ જ હતો ને અમે તો બેત્રણ મિનિટમાં જ ત્યાંથી નીકળી ગયા હતા.)

સંધ્યાના એ ગંભીર વાતાવરણમાં ગાડી સરોવરથી જેમજેમ દૂર સરકતી ગઇ તેમતેમ મારી નજર એ શાંત લહેરાતાં જળ પર, ઘડીક-ઘડીકમાં દેખાતાં ને સંતાતાં એ ગહન જળ પર, વધુ ને વધુ ઠરવા લોભાતી હતી.

૨

રંગૂન

તા. ૨૩ : ૩ : ૩૧

સવા ત્રણે હું ને —ભાઇ શેઠ છોટુભાઇ ગળિયારા પાસે ગયા. મારી આ તેમની સાથે ત્રીજી મુલાકાત. પહેલી વાર 'બ્રહ્મદેશ'ની ઑફિસમાં અકસ્માત મેળાપ થયો હતો. બીજી મુલાકાત તે ત્રણેક દિવસ પર, —ની સાથે એમની ઑફિસે (આજવાળે જ સ્થળે) ગયો હતો તે. એ વખતે એમણે, બેઠક પાસેના જ નાના શા પુસ્તકસંગ્રહમાંથી બ્રહ્મદેશ વિશે બે પુસ્તકો સ્વેચ્છાએ જ આપ્યાં હતાં. તેમાંનું ગ્રાંટ બ્રાઉનકૃત 'બર્મા ઍઝ આઇ સૉ ઇટ (૧૮૮૯ – ૧૯૧૭)' વધારે મોટું અને ઉપયોગી છે. બ્રહ્મીજીવન અને સંસ્કૃતિ વિશે મેં એમાંથી ઘણું નવું જાણ્યું.

આજે પોતે જે વાત કરી તે પરથી, આગલી બે વખતે મારા મન પર એમની સહજ સ્વાભાવિક સંસ્કારિતાની છાપ પડેલી તે દઢ થઇ. હું નથી ધારતો એમણે કૉલેજકેળવણી ખાસ કે ઝાઝી લીધી હોય. આમ છતાં, એમના મુખભાવ વાતચીત અને એકંદર રીતભાત કોઇ પણ સાચા દરેલ અર્વાચીન સંસ્કારી પુરુષને શોભે તેવાં છે. વેપારીવર્ગમાં આટલી ઊંચી સર્વદેશી સંસ્કારિતા આપણે ભાગ્યે જ જોઇએ છીએ. એ વર્ગમાંના ઘણાખરા, દેખાવથી માંડી હરેક બાબતમાં, પૈસાના મેલથી ઓછા કે વધુ ખરડાયલા હોય છે. પણ ગળિયારાશેઠ પહેલા સજ્જન અને પછી શ્રીમંત વેપારી છે એમ લાગ્યા વિના રહેતું નથી. આનું કારણ એ પણ હોય કે પોતે બહુ સાધારણ સ્થિતિમાંથી આટલા ધનવાન થયા છે.

તેમને જ્ઞાનવિષયમાં પણ આપણા સામાન્ય કેળવાયલાઓ કરતાં – અસંખ્ય ગ્રેજ્યુએટનામી ગ્રેજ્યુએટો કરતાં પણ – વધારે વ્યાપક અને ઊંડો રસ છે. ગુજરાતનો ઇતિહાસ, પ્રજાવિકાસ, ભાષા, તેનાં નગરોની પ્રાચીનતાઅર્વાચીનતા, હિંદી શિલ્પસ્થાપત્યના સંપ્રદાયો ('સ્કૂલ્સ') તથા તે દરેકની વિશેષતા: આ સર્વે બાબતો વિશેની તેમની માહિતી ચોક્કસ અને વિગતવાર હતી. પોતે સારા પ્રવાસી પણ છે, તેથી દિલ્હી આગ્રા બનારસ જયપુર અને ભરતપુર વિશે કેટલીક સ્વાનુભવની રસમય વાતો અમને કહી.

સામાન્ય રીતે શેઠિયાઓની હાજરીમાં વત્તીઓછી અસ્વસ્થતા (તેના પૈસાના પ્રમાણમાં) અનુભવું છું. છોટુભાઇ પાસે જતાં ને બેસતાં મિત્રભાવ જ વધારે થતો. એમના ગંભીર ને ગૌરવશીલ છતાં મધુર વ્યક્તિત્વનો આ પ્રતાપ. 'સેલ્ફ–મેડ મેન' કહીએ છીએ એવા તેઓ છે, પણ એ પ્રકારના જાતઘડ્યા માણસમાં ઘણી વાર હોય છે તેવો અહંભાવ નથી તેમનામાં કે નથી દંભનું નામનિશાન. જેને જોઇને જ સાહિત્યસેવી રાચે તેવા મળતાવડા અને માયાળુ તેઓ છે. તેથી જ

તેઓ જેમ સાહિત્યપ્રેમી છે તેમ સમકાલીન ગુજરાતના અજોડ સાહિત્યપોષક પણ થઇ શક્યા છે.

૩

મોડેથી –પોણાસાતે–શહેર બહાર પ્રોમ રોડ પર ચક્કર મારવા નીકળ્યા. શહેર છોડયા પછી થોડે જ વખતે, જમણે હાથે, સાતેક વર્ષની ઉમરની રંગૂન યુનિવર્સિટીનાં મકાનો ચણાતાં ને ચણાયલાં દેખાયાં. નેવું લાખ રુપિયો તેમાં ખર્ચાયો છે. આમાંની કેટલીક રકમો — કહેવાય છે કે, અર્ધોઅર્ધ — હિંદીવાનોએ આપી છે. આમ છતાં, યુનિવર્સિટીના સંચાલકોમાં એક માત્ર રાજા રેડ્ડિયાર સિવાય કોઇ હિંદી નથી. અને રેડ્ડિયારજી પોતે, સંસ્થાને એમણે આપેલ રૂપિયા બે લાખને પ્રતાપે તેના એલએલ. ડી. થયા, ને એ જ કારણે સરકારે તેમને ‘ રાજા ’ બનાવ્યા, પણ અંગ્રેજીનો હરફ પણ જાણતા નહિ હોવાથી. સંસ્થામાં હિંદહિત જાળવવા માટે તેઓ ઉપયોગી નથી. વિદ્યાર્થીઓમાં પણ, હવે હિંદીઓ ઓછા આવી શકે માટે, બ્રહ્મી ભાષાનું જ્ઞાન ફરજિયાત રખાયું છે. આ માન હિંદી માટે જ, કેમકે એંગ્લો-ઇંડિયન કે એંગ્લો-બર્મન વિદ્યાર્થી માટે બ્રહ્મી ફરજિયાત નથી. સુશિક્ષિત બ્રહ્મીઓ બહુ થોડા હોવાથી, હમણાં તો અધ્યાપકમંડળમાં હિંદીઓ જ વધુ છે. પણ જે છે તેમનો તેમાંથી પગ કાઢવાની અને તેમના નવા જાતભાઇઓ હવે ન લેવાની વેતરણ ચાલુ જ છે. અહીંના ગવર્નર સર ચાર્લ્સ ઇન્સે ચેન્સેલર તરીકે જે ભાષણ થોડા વખત પર કરેલું તેમાં પણ, હવે તો સારા પ્રમાણમાં દુષ્પ્રખ્યાત થઇ ચૂકેલો એમનો હિંદવિરોધ પ્રજ્વલિત રૂપે દેખાયો હતો. બ્રહ્મીઓને ફુલાવવાની અને હિંદી સામે તેમને ઉશ્કેરવાની પણ એમણે ઘણી કોશેશ કરી છે ને હજી કરે છે. (આમ છતાં તેમને પીનલકોડની ‘ ૧૨૪ એ. ’ કે એવી કોઇ કલમ કોઇ લાગુ પાડી શકતું નથી. ક્યાંથી પાડે ? કાયદાબાયદાની માયાજાળમાં હજી અંટવાયલા તો આપણે ક્ષુદ્ર જીવો છીએ; અર્હત્ સમોવડ સિવિલિયનો

તેનાથી અસ્પૃષ્ટ ને અસ્પર્શ્ય છે.) એ પુણ્યપ્રવૃત્તિમાં એમને કેટલીક સફળતા મળી ને વધુ પણ આગળ જતાં મળવાની હશે તો મળશે; હમણાં તો, બ્રહ્મી જુવાનને એ બ્રહ્મી હોવાને કારણે જ માસિક રૂ. ૫૦)ની શિષ્યવૃત્તિ કૉલેજોમાં સરકાર આપતી હોવા છતાં આળસુ અને લહેરી એ જુવાન તેનો લાભ લેવાની ખાસ પરવા કરતો નથી એમ સાંભળ્યું.

મોટર આગળ ને આગળ ધસતી હતી તેમતેમ બંને બાજુ નાનાંમોટા બંગલા, એક બંગલાને લગતું આખું નાનું શું સરોવર અને બાગબગીચા પણ, પસાર થતાં હતાં. મારા સાથીઓની વાતચીત પરથી સમજાયું કે આ અને બીજી મળીને જેટલી મિલકત રંગૂનમાં છે, તેનો લગભગ ત્રણચતુર્થાંશ ભાગ હિંદીઓની માલિકીનો છે; બ્રહ્મી ચીનો કે ગોરો મિલકતદાર તો કોઇક જ હોય છે. આમ છતાં, હિંદી ધનરોકાણ આવા મોટા પ્રમાણમાં અહીં હોવા છતાં, આ દેશને હિંદથી કાપી નાંખી, સરકાર હિંદીઓના અહીંના વેપારના અને બીજા હકો પર તરાપ મારવા તૈયાર છે. વધુ ખૂબી તો એ છે કે બ્રહ્મીઓના હિતની ખાતર આ ભાગલા કરીએ છીએ, એમ કહે છે; હકીકતે, હિતસિદ્ધિ થશે તે સૌથી વધુ તો બ્રિટિશ વેપારીઓ અને સિવિલિયનોની જ.

## ૪

**સ્ટીમરમાં**

તા. ૧ : ૪ : ૩૧

રંગુન અને બ્રહ્મીજીવન વિશેનું કેટલુંક પ્રકીર્ણ, જે ત્યાં લખવા ફુરસદ નહોતી, તે હવે અહીં ટપકાવું :

૧. ગુજરાતીઓની ભાષા પર હિંદીની અસર : એની પર બ્રહ્મી ભાષાની અસર તો હજી ખાસ નથી. માત્ર 'ફૂયા' (પેગોડા) કે 'લંચો' (જિનરિકશા) કે 'ધન્ના' (શેરડી) જેવા રોજવપરાશના શબ્દો બ્રહ્મીમાંથી અનિવાર્યપણે પ્રવેશ્યા છે. પણ હિંદીની – જે રંગૂની

હિંદવાસીઓના પરસ્પર વહેવારની સામાન્ય ભાષા છે, જે એમની સાથે સંબંધવાળાં બ્રહ્મીઓએ પણ શીખી લેવી પડી છે, તેની – અસર ત્યાંની ગુજરાતી પર પણ થતી જણાય છે. ગુજરાતી વાક્યોની જ અંદર, બાળકોની વાતચીતમાં પણ, હિંદી શબ્દો ' રકમ ' ( જાત, પ્રકાર ), ' કમરો ' ( ઓરડો ), ' ચીની ' ( ખાંડ ) અને થોડે અંશે, ' ધૂપ ' ( તડકો ) — એ સર્વ જાણે મૂળે ગુજરાતી જ હોય તેવી સ્વાભાવિકતાથી વપરાતા સાંભળ્યા.

૨. લંચો : શબ્દ આ વખતે રંગૂનમાં નવો શીખ્યો, પણ વસ્તુ તો ૧૯૦૪વાળા મુંબાઇના હુન્નરઉદ્યોગના પ્રદર્શનમાં પહેલવહેલી જોએલી. એ વખતે સાતની ઉમરે તેમાં બેઠો પણ હોઇશ. એમ જ, પછીથી માથેરાનમાં એકબે વાર બાળકો માટે એ વપરાતી જોઈ હતી. પણ માણસ જેવડું માણસ તેમાં બેસે ( ને કેટલીક વાર તો બે માણસ ) ને એ બટુકડી બે પૈડાંની વિક્ટોરિયાને પાછો માણસ જ જોતરાઇ તેને ખેંચી જાય, એ દૃશ્ય તો પહેલું કલકત્તામાં જોયું. રંગૂનમાં તો તેનો પ્રચાર એથીએ વધારે છે. ત્રણ વાર મારે પણ તેમાં બેસવું પડેલું. દરેક વાર દિલ ડંખ્યા વિના નહોતું રહ્યું. અમને આવતાજતા અતિસુંવાળા દિલવાળાઓને તો જેટલી વાર બેસીએ તેટલી વાર ડંખ લાગે, કદાચ; ( યાદ આવે છે કે, મસુરી કે સીમલા વિશે લખતાં ગાંધીજીએ પણ ' નવજીવન 'માં થોડાં વર્ષ પર રિક્શાનો દુઃખી દિલે પ્રબળ વિરોધ કરેલો ). પણ તેના રંગૂની વાપરનારાઓ અને લંચાખેંચુ કોરંગી ( આંધ્રનો મજૂર ) પોતે, એમને માટે તો એ માણસગાડી ઘોડાગાડી જેટલી જ નિર્દોષ લાભકારક અને જરૂરી લાગે છે.

૩. મહેન્દ્રનાથ ફૂકોન : આસામનો કોઇ તરુણ ગુજરાતી વાંચી ને થોડુંઘણું બોલી શકે છે એમ જાણો તો તમને નવાઇ લાગે કે નહિ ? ભાઇ મહેન્દ્રનાથ એવા તરુણ છે. દેખાવે અને આત્માએ, ભાવનાએ ને સ્વભાવે, તેઓ કલાકાર છે. એમની નિત્યપ્રવૃત્તિ પત્રકારની. પ્રખ્યાત

આગામી લોકનેતા રા. ફૂકનના તેઓ અતરાગના સગા છે. રગેરગે દેશ-પ્રેમથી ભરેલા અને પળેપળે દેશોદ્ધારનો જ વિચાર કરનાર છે. રંગૂનમાં તો તેમની ઊડતી મુલાકાત જ બે વાર થએલ, પણ સદ્‌ભાગ્યે તેઓ આ જ બોટમાં સ્વદેશ – સ્વપ્રાંતે – જાય છે, એટલે, એમની અનુભવ-પૂર્ણ – પોતે મુસાફર પણ મોટા છે – આનંદી સોબતમાં કલાકો ક્યાં વહી જાય છે તેની ખબર પડતી નથી. એમની એક વિશિષ્ટ માન્યતા નોંધપાત્ર છે : હિંદનું ભાવિ ગુજરાત અને બંગાળના હાથમાં છે, માટે એ દરેક પ્રાંતનાં વીણી કાઢેલાં ઉત્તમ કુટુંબો જો આંતરલગ્ન કરે, તો એ લગ્નોના પરિણામરૂપ પ્રજા ભારતભાગ્યવિધાનમાં કંઈક અદ્દ્ભુત જ કામ કરી બતાવે.

૪. બે સાનંદાશ્ચર્યો : ઉપલું માનસિક દૃષ્ટિએ આશ્ચર્ય હતું, તો બીજાં બે આર્થિક દૃષ્ટિએ હતાં. બે ગ્રાહકબંધુઓને તે આભારી : સુરત જિલ્લાવાળા અને અહીંની અમુક પેઢીમાં વહેલી સવારથી મોડી રાત લગી નોકરી કરતા ભાઇ મુસ્તફાએ પોતાના વાર્ષિક આશ્રયદાન ઉપરાંત, અહીંની ખાસ બનાવટના લેકરવર્કસનો સરસ ડાબલો તથા એક સુંદર નાનો સરખો ગલીચો ભેટ આપ્યો; બંને રંગૂનગમનનાં હમેશનાં મીઠાં સંભારણાં રહેશે. અને, ભાઇ ચંપકલાલ કાપડિયા તથા મિત્ર-મંડળીએ, ગઇ તા. ૨૮મીની રાત્રે, સ્વાદિષ્ટ મસાલાના દૂધપ્યાલા ઉપરાંત, રૂ. ૩૮ ( ખરી રીતે, રૂ. ૪૦, કેમકે બોટ ઉપડવાની થઇ ત્યારે રૂ. ૨ ઉમેરાયા ) 'કૌમુદી'સંકટનિવારણફંડમાં આપ્યા. આવી સદ્‌ભાવ-પ્રેરિત ભેટો જ સૌથી વધુ સ્મરણીય રહે છે ને ? આમાં પરોક્ષ રીતે 'બ્રહ્મદેશ'નાં પણ અમે ( 'કૌ.' ને હું ) ઋણી છીએ. તેમાં મારા રંગૂન આવવાના ખબર, પ્રોત્સાહક તંત્રીનોંધ, મારો ભિક્ષાપત્ર – વગેરે છપાવાથી જ આ ભાઇઓનો સત્સમાગમ અને લાભ મને મળ્યો. – મહેન્દ્રનાથને પણ મળવા ને ઓળખવાની તક 'બ્રહ્મદેશ' ઓફિસ સિવાય બીજે કદાચ ન જ મળી હોત.

૫. નેતરદડાની રમત: આનું બ્રહ્મી નામ મેં જેમને પૂછ્યું તેમને એની ખબર નહિ, પણ રમત તો આ દેશની પોતીકી લાગે છે. અહીંનાં જંગલોમાં વાંસ અને નેતર ખૂબ થાય, તેમાંથી 'ફ્રાંસ' નામની સખ્ખ્ત આખા ઢાંકણાની પેટીઓ, છાબડીઓ, બેગો, વગેરેની જેમ, વાંસ કે નેતરની પાતળીપાતળી ચીપોનો હલકોફૂલ, પોલો, સોપારીકદનાં છૂટાંછૂટાં કાણાંવાળો દડો ગુંથે છે. ત્રણ કે વધુ માણસો એનાથી રમી શકે. રમતની રીત ને ધારાધોરણ એવું સમજાયું કે પગથી દડાને લાત મારીને હવામાં ઉછાળવાથી રમતું શરૂ થાય. પછી એ ને એ જ માણસ કે જેની પાસે દડો ઉડીને આવે તે, ફરીથી તેને લાત મારે. લાત પગના પંજા ઉપરાંત પાછે પગે પાનીએથી, ગોઠણથી, કમ્મરથી, ખભાથી, કોણી કે માથાથી પણ મારી શકાય; માત્ર, હાથથી – પહોંચા કે હથેળી વડે – નહિ. લાતાલાતી દડાને નીચે પડવા દીધા વિના જેટલી વધુ વાર ચાલુ રાખી શકાય, તેટલી રમનારાઓની કુશળતા વધારે. દસ હોંશિયાર રમનારા હોય તો અર્ધો કલાક સુધી દડાને પડવા ન દે એમ સાંભળ્યું. કહે છે, એક આવા બ્રહ્મી નેતરદડાક્રીડાવિશારદને વેમ્બ્લીના સામ્રાજ્ય-પ્રદર્શનમાં લઇ જવામાં આવ્યો હતો અને તેણે દડાને પગના પંજા પરથી હાથ લગાડ્યા વિના જ તેને ગોઠણે, પછી પરભાર્યો કોણીએ, અને છેવટ ખભે, તેતે અંગોના પોતાના એ પ્રકારના મરોડ તથા તાલીમને પ્રભાવે, ચઢાવીને સૌને હેરત પમાડ્યા હતા. રોજના સામાન્ય રમનારાઓ – ખાસ કરી, છોકરાઓ – માટે, દિવસને છેડે, કસરત એકાગ્રતા અને આનંદ સાધવાનું આ સસ્તું સર્વગમ્ય સાધન છે.

૬. અનન્યસાપેક્ષતાઓ: ત્રણચાર દિવસ પર કી– સાથેના મોટર-ડ્રાઇવ વખતે રેસકોર્સ આવ્યો ત્યારે તેમણે માહિતી આપી કે એની પાછળ છત્રીસ લાખ રૂપિયા ખર્ચાયા છે. એ પરથી ઇ— કહે: "આ રેસકોર્સ ઇસ્ટમાં સૌથી સરસ છે. અમારે અહીં સુપર્લેટિવ્ઝ ઘણી છે: અહીંના જેવું લેક બીજે નથી. અમારી જનરલ હોસ્પિટલ તો આખા

દુનિયામાં પહેલા નંબરની ગણાય છે અને આ રેસકોર્સ." ફી—: "તમારા મહાલક્ષ્મીના ને એ બધા રેસકોર્સ તો આની આગળ કાંઇ જ નહિ." હું: (નમનતાઇથી): "હા." પૂર્વના દેશોમાં અપૂર્વ એવી અહીંની વસ્તુઓમાં શ્વે ડેગોન પેગોડા અને પ્રજા તરીકેનો બ્રહ્મીઓનો ઊંડો સર્વવ્યાપક કલાપ્રેમ, એ બે પણ ગણાવી શકાય.

૭. બ્રહ્મદેશ કે બર્મા ? મૂળ શબ્દ તો બ્રહ્મદેશ જ હશે; ને પ્રજાજનોને બ્રહ્મીઓ કહી શકાય. પણ અહીંના જાણીતા સાપ્તાહિક માટે બોલાતું હોય ત્યારે જ 'બ્રહ્મદેશ' વપરાય છે. બાકી દેશ માટે તો બધે ય, અસલ સુંદર શબ્દોને અંગ્રેજોએ મરડ્યા પ્રમાણે આપણા ભાઇઓ પણ મરડી, અપભ્રષ્ટ કરી તેને, ને 'બર્મા' જ કહે છે. અને પ્રજાજનોને માટે પણ, (તેમને જાણે બ્રહ્મભાવના ને બ્રહ્મશબ્દથી બને તેટલાં વેગળાં રાખવાં હોય તેમ,) બ્રહ્મી કે બ્રહ્મિણી, એવું તેવું કહીને કોઇ તેમને ઓળખાવતું નથી. 'બર્મા' યા તો તેને પણ સંસ્કારીને 'બર્મો' તથા 'બર્મી'—આવાં જ પુરુષસ્ત્રી માટેનાં પ્રચલિત રૂપો છે.

૮. એનો હિંદથી વિચ્છેદ: રંગૂન અને બર્મામાં—અરે, બ્રહ્મદેશમાં; (જોયું ? અશુદ્ધ રૂપ એટલી બધી વાર સંભળાયલું કે મારી જેવા શુદ્ધિપ્રેમીની કલમે પણ કોઇ વાર તો પહેલું એ જ ચઢી આવે છે) —બ્રહ્મદેશમાં તો આજકાલ બળતો સળગતો પ્રજળતો ને પ્રજાળતો—જે કૈં કહો તેવો પ્રશ્ન એ છે કે આ દેશને હિંદના ભાવિ સંયુક્ત રાજ્યતંત્રના અંગ તરીકે રાખવો કે નહિ. એ વિચ્છેદની ચર્ચા વિના એક પણ દિવસ કે એક પણ સ્થળ ખાલી હોતાં નથી. એ જબરી ચર્ચામાં, એક છેડે અહીંના ઝનૂની સામ્રાજ્યવાદી ગવર્નર તેના શાગીર્દો સાથે છે; ને બીજે છેડે, કેટલાક બ્રહ્મીઓ અને અહીંના ઘણાખરા હિંદીઓ. કેટલાક વખતથી હિંદવિરોધી પ્રચારકામ, વાણી તેમજ ક્રિયાથી, સરકાર વ્યાપકપણે ચિવટથી અને શાસ્ત્રીયતાપૂર્વક કર્યા કરતી મનાય છે. સરકારે જોયું છે કે હિંદમાંની પોતાની સત્તા વેપાર વગેરે ના ના કરતાં પણ પહેલાંના કરતાં ઓછાં થવાનાં જ

છે; એટલે, બ્રિટિશ વેપાર, મૂડીરોકાણ અને સિવિલિયનોની ભાવિ ક્રીડાભૂમિ તરીકે આ બહુધા અણખીલવ્યા, કેટલેક અંશે ખરેખર જ કાચા સોના સમાન, દેશને જાળવી રાખવાની ફરજ દરેક કટ્ટર સામ્રાજ્યગંડુને માથે આવી પડે છે. અને તે ફરજ તો જ બરાબર બજાવી શકાય જો બ્રહ્મદેશને હિંદુસ્તાનથી કાપી કાઢી, કેન્યા વગેરે જેવું બ્રિટિશ તાબેદારીવાળું સંસ્થાન તેને બનાવી નંખાય. વળી, અહીં હિંદી વેપારીઓ ને શરાફો લાંબા વખતથી જામેલા હોવાથી, એમનો પગ પણ કાઢવા કે ઢીલોપોચો કરી નાંખવાની જરૂર સરકારને સ્પષ્ટ સમજાય છે. આથી બ્રહ્મીઓમાંના જેઓ શિકાર બનવા તૈયાર છે, તેમને હિંદીઓ વિરુદ્ધ તદ્દન જ ખુલ્લી રીતે કોઇ વાર તો, ઉશ્કેરવાની એક પણ તક ચૂકવામાં આવતી નથી. આ કથનોના દાખલા દેશના તાજેતરના ઇતિહાસમાંથી તેમ જ વર્તમાન પરિસ્થિતિ અને વાતાવરણમાંથી મળી આવે છે.

આ પ્રશ્નને અંગે કેટલાક બીજા મુદ્દા પણ વિચારવા જેવા છે.

જે બ્રહ્મીઓ પ્રામાણિકપણે વિચ્છેદ ચાહે છે, તેઓ પણ પોતાના દેશ માટે સ્વરાજ્ય ( ‘ ડુમિનિયન સ્ટેટસ ’ કે એને મળતું કંઇક ) તો માગે જ છે. પણ એવા સ્વતંત્ર રાજ્યતંત્રનો બોજો ઉઠાવવા તેમનામાંના બહુ થોડા આજે લાયક છે એમ પણ જાણકારો કહે છે. પરિણામે, વિચ્છેદ થાય કે ન થાય તોપણ એમને તાત્કાલિક હાનિ તો છે જ: એ વિચ્છેદ જો થશે, તો હિંદીપ્રભાવ બ્રહ્મદેશમાંથી કમી થવાને પરિણામે, બ્રિટનો અને એંગ્લો-ઇંડિયનો બ્રહ્મીઓ પર સ્વાર થઇને આગળ વધશે; ને વિચ્છેદ જો નહિ થાય, તો પણ બધા અબ્રહ્મીઓ ( બ્રિ. ને એં.-ઇં. ઉપરાંત પણ ) એ દેશના નાથ બનીને મહાલશે. આ કથનનો એક અર્થ એવો કરી શકાય કે આપણે ને અંગ્રેજો મળીને બ્રહ્મીઓને હમેશના તાબેદાર રાખવા તત્પર છીએ. ( તેમ ન હોય તો, લાયકીનો સવાલ જ શા માટે વચ્ચે લાવીએ ? આત્મનિર્ણયના આજકાલના સિદ્ધાંતાનુસાર, બ્રહ્મદેશમાં ગમે તેવા પણ બ્રહ્મીઓનું જ રાજ્ય હોવું ઘટે ને ? )

પણ બધો જ આધાર, કઇ વૃત્તિથી અને કયું ધ્યેય સામે રાખીને અબ્રહ્મીઓ દેશના ભાવિ વિકાસમાં પોતાનો ભાગ ભજવે છે તેની પર રહેશે. અલબત્ત, કેવળ ઐકયના સિદ્ધાંતની દૃષ્ટિએ ને હિંદી તીજોરીના તેમ જ બ્રહ્મદેશી હિંદીઓના લાભની દૃષ્ટિએ તો, હાલ છે તેમ જ એ દેશ હિંદના અંગરૂપ પ્રાંત રહે તે જ વધારે સારૂં છે. પણ રંગૂનના કેટલાક તટસ્થ અને વધારે વિચારશીલ હિંદીઓનો એક એવો મત પણ મેં સાંભળ્યો કે હિંદવિરોધી વાતાવરણ બ્રહ્મદેશમાં – ગામડાંમાં સુદ્ધાં – એવું ને એટલું બધું પ્રસારાયું છે કે વિચ્છેદ વિના જેમ હવે એ દેશ માટે શાંતિ કે સારો વેપારવિકાસાદિ શકય નથી, તેમ, વિચ્છેદ પછી જ સ્વરાજ્યવાન હિંદની સરકાર બ્રહ્મી સરકારની ( પછી ભલે તે બ્રહ્મીઓના સ્વરાજ્યવાળી હોય, કે બ્રિટિશ સામ્રાજ્યના પ્રતિનિધિઓની જ મુખ્યત્વે બનેલી હોય, પણ તેની ) સામે એક કે બીજા પ્રકારની લડત ચલાવીને (લડત બંધારણસરની વાટાઘાટનું રૂપ લે કે પછી, એક અત્યુત્સાહી મારવાડી વેપારી મારા સાંભળતાં બોલી ગએલા તેમ, સ્વતંત્ર હિંદના લશ્કરે બ્રહ્મદેશ પર હિંદ–વેપાર–સંરક્ષણ–અર્થે કરેલી ચઢાઇનું રૂપ લે. ) તેને પરિણામે જ અહીં વસતા હિંદીઓની હિતસાધના વધારે સંગીન અને કાયમી કરી શકશે. કોઇ પણ સંજોગોમાં, બ્રહ્મદેશમાંનો હિંદપ્રભાવ ગયા અર્ધા શતક કરતાં આવતા અર્ધા શતકમાં ઓછો થવાનો એ તો નક્કી લાગે છે; કારણ, બ્રહ્મીઓમાં જેમ હાલ ખાસ લાયકી નથી, તેમ, તેમનામાં કેટલીક જાગૃતિ પણ આવતી જાય છે. એમનાં આળસુપણું, એશઆરામ અને બાદશાહી જિંદગી પણ કાળે કરીને ઓછાં થશે ત્યારે તેઓ રાજકાજ ને વહીવટમાં વધુ હિસ્સો માગવા અને પામવાના જ — તેટલાપૂરતો ત્યાં હિંદસ્વાર્થ હાનિ પણ પામવાનો જ. આર્થિક કારણે તો, આજ પણ તેઓ કેળવાતા જાય તેમતેમ જુએ છે કે હિંદીઓ અહીંથી સારા પ્રમાણમાં ઓછા થશે ત્યારે જ હિંદીઓના એકહથ્થુ જેવા છે તે રાજ્યવહીવટના ઉંચા હોદ્દા અને વિદ્યાવાન ધંધાઓમાં પોતાનું સ્થાન

ઊંચું આવવાનું છે. આમ હિંદપ્રભાવ એક કે બીજી રીતે – બ્રિટનની બાજી અને ચાલાકીને પરિણામે કે બ્રહ્મીને આત્મભાન બરાબર ને વધુ સક્રિયપણે આવવાને લીધે – ઘટતાં બ્રહ્મીપ્રજાને જો પૂરતા સ્વરાજ્યહક્ક બ્રિટને નહિ આપ્યા હોય તો, આજે યે સહેજ વાતમાં દુશ્મન કે લહેણુ-દારને 'કલ્લાસ્પ–નાઈફ'થી ઠાર કરનાર બ્રહ્મીવીર બ્રિટિશ રાજ્યકર્તાઓ ભણી પણ બંદુક તાકવાનો જ, એમ અનુભવીઓનું કહેવું થાય છે. એમાં એ સફળ કેટલો થાય તે કોણ જાણે. પણ પૂર્ણસ્વાતંત્ર્ય મેળવવાની લડતમાં એ અહિંસા તો ભાગ્યે જ સેવી શકે, કેમ કે, શતકો થયાં અહિંસા નથી રહી તેના ભ્રષ્ટ બૌદ્ધ ધર્મમાં, કે તેની સંસ્કૃતિમાં કે તેના નિત્ય-જીવનમાં. (ભાવિ બ્રહ્મીજન અહિંસક નહિ જ બને એમ કેમ કહેવાય? પ્રણાલિકાએ ખૂની એવા પેશાવરી ને સરહદી પઠાણો આજે ખુદાઈ ખિદમતગાર તરીકે અહિંસક બન્યા જ છે ને?)[1]

૯. બ્રહ્મીની હિંસા અહિંસક છે: બ્રહ્મીઓને તેઓ બૌદ્ધ હોવા છતાં માંસમચ્છી ખપે છે તેનો એવો બચાવ તેઓ કરતાં હોવાનું સાંભળ્યું કે જેનું માંસ અમે ખાઈએ છીએ તે પ્રાણીને અમે અમારે હાથે કૈં થોડું જ માર્યું છે? વેચનાર કસાઈ કે મચ્છીમારે જ એ બાપડાનું ખૂન તો કરેલું, એટલે માર્યાનું પાપ તો એને માથે, અમારે માથે શેનું? અને એ રીતે પ્રાણીનો જીવ એક વાર ખોળિયામાંથી નીકળી ગયા પછી તો, જેવાં તમારાં અનાજ ને શાક ને ફળફળાદિ, તેવું આનું માંસ, અમારા મનથી. ... આ પરથી, આ વિષયની પહેલાં ક્યાંક સાંભળેલી

૧. આ પાનાં માસિક માટે પ્રેસમાં મોકલતી વખતે (૧૯૩૧ની ૧૧મી મે) તા. ૨ : ૫ : ૩૧ના 'બ્રહ્મદેશ'માંથી જાણવામાં આવે છે કે, પડદા પાછળની કેટલીક બીના બહાર આવી છે તે સાચી હોય તો, હિંદી સરકાર જ વિચ્છેદનો સખત વિરોધ કરે છે, વિચ્છેદવાંછુ બર્મા – ગવર્નર કદાચ રાજીનામું આપશે અને વિચ્છેદ કદાચ નહિ થાય. [એ વાતને ય પૂરાં બે વર્ષ વીત્યાં છતાં એ વિચ્છેદ-પ્રશ્ન થાળે પાડવાનાં ચિન્હ નથી હજી. (તા. ૧૧ : ૫ : ૧૯૩૩)]

એક વાત યાદ આવે છે: કોઇ બ્રહ્મી બજારમાંથી માછલી ખરીદીને તેને રાંધવા સારૂ ઘેર લઇ જતો હતો. માછલી હરકોઇ કારણે પૂરી મરેલી નહિ, તેથી રસ્તામાં જ પેલાની ઝોળીમાંથી એ સરકી પડીને જમીન પર સળવળવા માંડી. હવે ?... બ્રહ્મીને તો આ ઉપાધિ થઇ પડી. તેનો ધર્મ તેને કોઇ પણ પ્રાણીનો જીવ પોતાને હાથે ન લેવાનું ફરમાવે છે એ વાત જેમ સાચી છે, તેમ જ, આ માછલીને ઘેર પહોંચાડી તાજા તેલ અને સ્વાદિષ્ટ મસાલાઓમાં તે રાંધી, ને પછી તેને ખાવા પોતાની જીભ ક્યારની વલવલી રહી છે એ પણ સાચી વાત છે. કરવું શું ?... ત્યાં તો તુર્ત જ એને ઉપાય સૂઝી આવ્યો. ઇશ્વરનો મોકલ્યો કોઇક માંસાહારી અબ્રહ્મી એટલામાં જતો હશે તેને વીનવી, માછલી ખાતરીપૂર્વક તેની પાસે મરાવી નંખાવી, લીધું એ મુડદું ઝોળીમાં ને ઘેર એને યથાવિધિ રાંધી ખાધું – મનની મુરાદ બર આણી.

૧૦. રંગૂનમાં ગુજરાતીઓ: પંદર હજાર છે એમ કહેવાય છે. આખા બ્રહ્મદેશમાં કેટલા, એ કોઇકને પૂછી રાખેલ, પણ ભૂલી ગયો છું. હિંદુ ગુજરાતી અહીં આવ્યા સાઠેક વર્ષ પર, ને રાંદેર બાજુના મુસલમાનો, (જેઓ સુરતી તરીકે જ ઓળખાય છે, જેમના કામધંધાની બજાર જ આખી એ નામની 'સુરતી બજાર' જુદી છે) બસો વર્ષ પર.[1] ગુજરાતી વેપારીઓ મુખ્યત્વે ઝવેરાત, ચાવલ, (જેને આપણે ચોખા કહીએ તેસ્તો; પણ રંગૂની ગુજરાતીઓ એ સાદો ગુજરાતી શબ્દ પણ ભૂલી ગયા હોય તેમ સઘળો વ્યવહાર 'ચાવલ'થી જ કરે છે.

૧. મદ્રાસ ઇલાકાના ચટ્ટીઓ (શ્રેષ્ઠી – શેઠ્ઠી – ચેટ્ટી – ચટ્ટી = શેઠિયા, પૈસાદારો, શરાફો) તો ૭૦૦–૮૦૦ વર્ષથી આવી વસ્યા છે ને બ્રહ્મીખેડુતોને નાણાં ધીરવાનો ધંધો (ભારે કરકસરથી, કેમ કે એક દુકાનમાં જેટલી પેટીઓ, તેટલી પેઢીઓ કામ કરતી હોય છે) કરે છે. એ લોકોના રૂ. ચાલીશ કરોડ, હમણાં હિંદવિરોધી ચળવળ ને રાજકીય અશાંતિને લીધે સલવાયા છે. વસુલ કરવા જનારનો સત્કાર દ્રવ્યને બદલે 'ડાહ'(તરવાર)થી કેટલીક વાર તો કરવામાં આવે છે.

યથા : "ચાવલના ભાવ આજે કેટલા છે?" ને એમની સંસ્થાનું નામ છે બર્મા ચાવલ મર્ચંટસ એસોસિએશન.) —ચાવલ કે લાકડાંનો વેપાર કરે છે. એ વેપારને અંગે નોકરિયાતવર્ગ પણ અહીં મોટો છે. વકીલ-ડાક્ટરના વિદ્યાવાન ધંધાઓમાં તો કોઈક જ ગુજરાતી, ને તે ઘણે ભાગે પારસી કે મુસલમાન. ગુજરાતી નિશાળ એકેકી રંગૂન ને માંડલેમાં છે તેને વેપારી આશ્રમ પોષે અને ટકાવે છે. કલકત્તામાં છે તેવી જુદી ગુજરાતી ક્લબ, કે કરાચીમાં સંખ્યાબંધ છે તેવી — સેવાસમિતિ, પારસી-સભા, સ્નાતકમંડળાદિક — સામાજિક મિલનની સગવડવાળી કોઈ સંસ્થા રંગૂનમાં હોય એવું જાણવામાં આવ્યું નથી. શાળા છે એ જ, ઘણું કરી, એવું પ્રવૃત્તિઓનું કેન્દ્ર.

# બ્રહ્મદેશ અને બ્રહ્મીઓ

**રંગૂન**

તા. ૨૦ : ૩ : ૩૧

૧

શિયાળો અહીં નહિ જેવો જ; કોઇ વાર ઠંડી પડે તે રાત્રે જ. તાપ પડવો ફેબ્રુઆરીથી શરૂ થાય અને મે લગી ચાલુ રહે. મેમાં વરસાદ શરૂ, જે નવેંબર સુધી રહે. પેદાશમાં ખનિજ, તેલ, ચોખા અને સાગનું લાકડું ઘણું થાય. મુખ્ય વેપાર એ ચારનો; ચોખાનો સૌથી વધુ. એ ચીન જપાન ને હિંદુસ્તાન માટે અહીંથી ચઢે છે. દેશની વસ્તી એકથી સવાકરોડ ગણાય છે; રંગૂનમાં આશરે ચાર લાખની, જેમાંનો એક તૃતીયાંશથી પણ ઓછો ભાગ બ્રહ્મીઓનો છે. બાકીનામાં મોટે ભાગે હિંદીઓ ને નાને ભાગે ચીના યુરોપી વગેરે. હિંદીઓમાં પણ, એક લાખ જેટલા આંધ્રવતની અને તેલુગુ બોલનાર લંચાખેંચુઓ અને ગોદીમજૂરો 'કોરંગી' નામના છે. આખા બ્રહ્મદેશમાં જુઓ તો, કોરંગીઓ ત્રણથી ચાર લાખ મનાય છે. આ દેશમાં વસતા હિંદીઓમાં ગુજરાતી તો (જો કે તેઓ પહોંચ્યા છે અંદરના પ્રદેશો લગી) પ્રમાણમાં ઓછા છે. હિંદીઓમાં વધુ વસ્તી તો કાંઠા સામે જ રહી તેથી, બંગાળી, મદ્રાસી (ચેટ્ટી શરાફો અને કોરંગીઓ), ઉરિયા, આસામી, યુક્તપ્રાંતી ભૈયા વગેરે તથા પંજાબના પિશોરી (પેશાવરી) વગેરેની છે. રંગૂનમાં મારવાડીઓ અને પારસીઓ થોડા જ છે. પણ બંને છે તેટલા સારી સ્થિતિમાં હોય છે: મારવાડીઓ મિલકતદારો તથા પારસીઓ વકીલો છે અને કોઇકોઇ વેપારી. મુંબાઇની બેંકોમાં

પારસી ઝાઝા છે તેવું અહીં નથી.

બ્રહ્મદેશ હિંદની જેમ ખેતીપ્રધાન દેશ છે. ફેર એટલો કે બ્રહ્મી ખેડૂત એકંદરે સુખી કહેવાય છે. તેની આવી સારી સ્થિતિનું એક કારણ તે અહીંની વરસાદની છૂટ. ખેડૂતો ખેતી ઉપરાંત પોતાની પ્રજાના સ્વદેશી ઉદ્યોગો – લાકડકામ, નેતરગૂંથણ, વગેરે – પણ સેવે છે.

બ્રહ્મીનો મુખ્ય ખોરાક ચોખા અને માછલી છે.

૨

બ્રહ્મીઓ ભોળા ઊર્મિલ અને એશઆરામી વધુ છે. ઊર્મિલ જેટલા વધુ, તેટલા બુદ્ધિશાળી ઓછા. જાણકારો કહે છે કે સરખામણી કરવી જ હોય તો એમ નિર્વિવાદપણે કહી શકાય કે, એકંદરે, હિંદી કરતાં બ્રહ્મી ઓછા બુદ્ધિમાન છે. આવી ટીકા આ જ લગી અહીંની સિવિલ સર્વિસના પરીક્ષકો કરતા જ આવ્યા છે. એટલે સુધી કહેવાય છે કે અહીંની કારોબારી સભા માટે શુદ્ધ બ્રહ્મી લોહીનો પ્રધાન જોઇતો હોય તો પૂરતી લાયકીવાળો એક પણ ન મળી શકે.

ઊર્મિલતાના દાખલા :

( ૧ ) એક બ્રહ્મી પોલિસસિપાઇને સિનેમામાં જવું'તું. સિનેમાના બ્રહ્મી દરવાને કોઇ કારણે તેને અટકાવ્યો. અટકાવનારની જોડે દલીલ કે તકરાર પણ કરવાને બદલે સિપાઇએ દરવાન પર રીવૉલ્વર ફોડી.

( ૨ ) મારા યજમાનોમાંના એક, –ભાઇના ચુરપથી પાછા ફરેલા મિત્રને, ટેક્સી તમારે જોઇશે ને, એવું શ્વે ડેગોન મંદિરમાંથી બહાર તેઓ આવ્યા ત્યારે બ્રહ્મી ટેકસીવાળાએ પૂછેલ; પૂછાયલાએ તેને રોફથી "નહિ મંગતા !" કહ્યું એટલે એ વખતે તો ટેકસીવાળો શાંતિથી આગળ ગયો. પછી પેલા ભાઇ હતા ત્યાં જ ઊભીને, તારને થાંભલે પગ ટેકવી, જોડાની દોરી બાંધતા હતા ત્યારે, દૂરથી એમના માથા પર એક પથરો આવ્યો. એમના વિનાકારણ રોફના બદલામાં બ્રહ્મી

શૉફરની આ ભેટ. શેફીલાને સારે નસીએ, પથરો થાંભલે જ અથડાયો અને માથું સલામત રહ્યું.

( ૩ ) બ્રહ્મી પડ્યો માંસાહારી. તે અહિંસા તો કેમ પાળી શકે? તેથી, અહીં થોડા વખત પર એક તરેહનો સત્યાગ્રહ ચાલ્યો ત્યારે, સિગરેટના બહિષ્કારને અંગે, જાહેર સ્થળે સિગરેટ પીનાર પોતાના જાતભાઇ પર 'સત્યાગ્રહી' બ્રહ્મી સ્વયંસેવક ગલોલથી એવી નિશાનબાજી ચલાવે, કે પેલાની સિગરેટ પર એ તકાઇ હોય; ગલોલ નેમ ચૂકીને પીનારની આંખ ફોડે કે લમણું કાણું કરે, એવા દાખલા બન્યા જ હતા. ગલોલનો એવો જ પ્રયોગ, બાબરીદાર બ્રહ્મી જુવાનો પર પણ થાય; કેમ કે એવી બાબરી રાખનારો હોય તે પરદેશી દાંતિયા કાંસકી કોસ્મેટિક વગેરેને ઉત્તેજતો નથી શું ?

( ૪ ) ક્રોધી બ્રહ્મી વગરવાંકે યા તો સહેજ વાંકમાં આવેલ કોરંગીને મારી દે, કે લંચામાં બેઠોબેઠો તેની પીઠે કે માથે પગની લાત મારે, એવું વારંવાર બને છે. ગયે વરસે મજૂરીની હરીફાઇને અંગે બ્રહ્મી વિ. કોરંગીનાં હુલ્લડ થયાં ત્યારે બ્રહ્મીઓએ એકથી દોઢ હજાર કોરંગીઓને ઘાયલ કર્યા તથા ત્રણસોચારસોને મારી નાંખ્યા કહેવાય છે. આજે ઇ— એમ પણ કહેતા હતા કે બ્રહ્મી બસ - ડ્રાઇવર, પોતાની બસના મોઢા આગળ કોરંગી લંચાવાળાને જતો જુએ છતાં બસને તે કોરંગી પર ધસાવ્યે જવાનો અને લંચો તેમ જ તેનો ખેંચનાર, બેઉને ગમે તે થાય તેની કુછ પરવા નહિ કરવાનો.

૩

બ્રહ્મીઓ ઊર્મિલ તેથી કલાભક્ત આળસુ ને જબ્બર શોખીલા પણ હોય છે. સારી સ્થિતિના બ્રહ્મીનો રોજનો પોશાક જ રેશમી ને રંગબરંગી હોય છે. બ્રહ્મી સ્ત્રીઓ હીરાની ઘણી શોખીન; તેથીસ્તો ગુજરાતી ઝવેરીઓને અહીં એક વખતે છક્કાં પડતાં. હવે

ખરીદી એટલી બધી થતી નથી. આ પ્રજાનો કલાપ્રેમ જેમ લાકડ-કામ પરની અથવા દાંત અને નેતરની કારીગિરીમાં વર્તાઇ આવે છે, તેમ પેગોડા( બૌદ્ધ મંદિરોમાં )માં પણ. પેગોડામાં બુદ્ધની મૂર્તિ હોય છે. તેની આ લોકો પૂજા કરતા નથી. પણ, પોતે ફૂલપ્રેમી જબરા તેથી પોતાના દેવને પણ તેવા જ કલ્પી લઇ, ફૂલના મોટામોટા ઢગલા તેમની હજુરમાં કરે છે. ત્યાં મીણબત્તીના દીવા પણ કરે. પેગોડાનો આખો ઘુમટ સોનેરી વરખે મઢેલો હોય છે.

'પુંગી' એટલે બ્રહ્મદેશનો બૌદ્ધ સાધુ. દરેક બ્રહ્મીએ જીવનમાં એક વાર તો, થોડા કલાક માટે પણ, એ વેશ અને એનું જનોઇ, બ્રાહ્મણ બટુકની જેમ, ધારણ કરવાનાં જ. પુંગીઓની મૂળ ફરજ તો મઠમાં રહીને ઇશ્વરધ્યાન તથા પ્રજાને જ્ઞાનદાન કરવાની. હજી પણ, ગામડાંમાં અને કેટલાંક શહેરોમાં પુંગીઓ 'ચાઉં'( મઠ )માંની શાળા સારી રીતે ચલાવે છે તથા ગામલોકોથી પોષાય છે. પણ શહેરી પુંગી બેવડા દામ ( એક આનો ) આપી ટ્રામના ફર્સ્ટ ક્લાસમાં બેસે; ચાનાં હોટેલોમાં જાય; ધર્મે બૌદ્ધ છતાં માંસમચ્છી ખાય; વ્યભિચારી બનવાની છૂટ પણ લઇ શકે; અને, અલબત્ત, રંગૂનની વ્હાઇટવેલેડલો શાખાને પણ વારંવાર સારૂં ખટાવે. ધર્મદષ્ટિએ તો, પૈસાને અડકવાની પણ તેને મના છે. પણ શહેરવાસી જે પુંગી પૈસાને અડકવા સુધી હજી નિર્મર્યાદ થવા ઇચ્છતો ન હોય, તે કપડામાં રાખેલા પૈસાવાળો પોતાનો હાથ દુકાનદાર પાસે ધરે, પેલો પોતાના માલની કિંમત તેમાંથી લઇ લે, અને પુંગી વધેલા પૈસાને વીંટાળી પોતાને આખે ડીલે લાંબા લપેટેલા એક જ કાષાય વસ્ત્રમાં એ છુપાવી દે.

આ પુંગીઓએ જ હુલ્લડ વખતે કોરંગીઓની ઘણી અને બેરહેમ કતલ કરેલી.

તહેવારો અહીં હિંદુના દીવાળીદિવસો, મુસલમાનની બકર-ઇદ ખ્રિસ્તીના મુખ્ય બધા અને બાકીના બ્રહ્મીઓના—એમ પળાય છે.

અહીં તહેવારો ઘણાખરા પૂનમે આવે. આપણી ચૌદશે એમની પૂનમ હોય; કોઈ વાર, તેરશે. આજે થઇ ફાગણી પૂનમ, એટલે હવે ચૌદ દિવસ પછી ચૈત્રી પૂનમનો જલોત્સવ આવશે. તે દહાડે બ્રહ્મીઓ 'ફ્યા'ને – દેવને–પાણી ચઢાવશે તથા બ્રહ્મીઓ ને બ્રહ્મિણીઓ નિર્મળ જળે એકમેકને ભીંજવશે.

૪

બ્રહ્મી સ્ત્રીઓને પડદો તો નથી, પણ તેમની તરફનું પુરુષોનું વર્તન, એકંદરે, જોઇએ તેવું સારું નથી કહેવાતું. સામાજિક નિયમો પ્રમાણે તો, સ્ત્રીને માથે કેટલીક વાર ઘરસંભાળ ને બાળઉછેર ઉપરાંત કમાવાની ફરજ પણ હોય છે.

બ્રહ્મી બાળાઓ વિશે ગ્રાન્ટ બ્રાઉન જે કહે છે તેનો સાર:

તેઓ છૂટથી એકલી હરેફરે અને પ્રેમ કરે છે. દીકરીને દીકરા જેવા જ વારસાના હક હોય છે. પરિણીતા પણ પોતાના કુમારીકાળની કે ત્યાર પછીની મિલકતનો નિકાલ સ્વેચ્છાનુસાર કરી શકે છે. પરબીડિયાં પરના સરનામામાં વરની સાથે વહુનું નામ પણ લખાય છે. વહુનું પહેલું યે લખાય. ધંધામાં સ્ત્રી અને પુરુષ ઘણી વાર ભેગાં જ કામ કરતાં હોય છે; સ્ત્રી સ્વતંત્ર ધંધો પણ કરી શકે ને તેની પર પુરુષનો અંકુશ ન હોય એમ પણ બને. બીજે પક્ષે, જે બાબતોમાં સ્ત્રીનો ભાગ હોય નહિ, તેમાં પણ તેના પુરુષે, જ્યારે કોઇ મહત્ત્વનું પગલું પોતે ભરતો હોય ત્યારે, તેણીને પૂછીને જ આગળ વધવાનું.[૧]

૫

બ્રહ્મી લિપિ પર તામિલ લિપિની અસર છે. પણ તેની ભાષાના મૂળાક્ષરોનો ક્રમ સંસ્કૃતના જેવો: કાજી = ક, ખ્વાંગે = ખ, ગ્વાંગે = ગ, એ રીતે. એ ભાષામાં અનુનાસિક ઘણા અને વિશિષ્ટ હોય છે. લખ્યે

૧. 'બર્મા એઝ આઇ સો ઇટ': પૃ. ૫૪.

એ સમજાય જ નહિ; બોલાતા સંભળાયે, મહાવરાથી એ શીખી શકાય. વળી, ઉચ્ચારમાં પણ એવી બારીકી હોય છે કે, PA – આ શબ્દને એક રીતે ઉચ્ચારતાં તેનો અર્થ 'પેટી' અને બીજી રીતે 'દેડકો' થાય છે. એક પરાના સ્ટેશને પાટિયા પર BAUKTAW જ્યારે વાંચ્યું ત્યારે મનમાં થયું કે વાતમાં તો સૌ તેને 'પાઉઠો' કહે છે, ને આમ કેમ? પણ પછી ખબર પડી કે જે બ્રહ્મી નામ રોમન લિપિમાં લખાય છે જાણે તે 'બાઉકટો' હોય તેમ, તેનો બ્રહ્મી ઉચ્ચાર 'પાઉઠો' જ કરવાનો. આ પરથી એમ લાગે છે કે બ્રહ્મી શબ્દોની પ્રતિરૂપ રોમન વર્ણસંજ્ઞા ભારતીય શબ્દોની તેવી સંજ્ઞા કરતાં કેટલેક અંશે નિરાળી રાખવામાં આવી છે. તેથી જ, 'ચ' અક્ષરને જ્યારે બ્રહ્મી લખનાર અંગ્રેજીમાં લખે ત્યારે તેને માટે ch નહિ પણ ky વાપરે છે; વળી, ung એટલે ઉંગ્ નહિ, માત્ર – ઉં.

ઉચ્ચારવૈવિધ્યનાં એવાં વૈચિત્ર્યોના ભેદ તો ત્યારે જ પમાય જ્યારે એના શાસ્ત્રીય નિયમો (જે છે જ એવી મને ખાતરી અપાઇ છે, તે) બરાબર જાણીએ. થોડાં વધુ વૈચિત્ર્યનો ખ્યાલ નીચેની નાની યાદી પરથી આવશે:

| | | | | |
|---|---|---|---|---|
| Hti | = | ઠી | = | કળશ |
| Paya | = | ફયા | = | દેવ, દેવળ |
| Pwe | = | પોએ | = | ઉત્સવ, નૃત્યનો જલસો, નાટક. |

બ્રહ્મીના નિત્યવપરાશના ચારછ સાર્થ શબ્દો આ રહ્યા: તેને પેબા = થોડું આપો; લાબા = આવો; ગાંઉબાંઉ = પુરુષે માથે બાંધેલ રૂમાલ; એંઇજી = કબજો; રૂંજી = પગે પહેરે (ઊર્ફે કમ્મરે વીંટે) તે કપડું; લુંજી = એંઇજી + રૂંજી.

ગહનતામાં બ્રહ્મજ્ઞાન કરતાં કદાચ એક જ અંશે ઊતરતા આ બ્રહ્મી-જ્ઞાન માટે હું જે ગુરુનો ઋણી છું તે ભાઇ રમેશ ધારેખાનને આ ખંડક પૂરો કરતાં ન સંભારું તો મોટો કૃતઘ્ન ગણાઉં.

૬

રંગૂન.

તા ૨૬ : ૩ : ૩૧

આજના 'રંગૂન ગેઝેટ'માં બ્રહ્મી ઉત્સવો વિશે એક સરસ લેખ છે. મેં અનાયાસે એ જોયો અને ગેઝેટનું પાનું કાન્તિભાઇના[1] માયાળુ સહકારથી પામી શક્યો. રોટરી ક્લબ માટે અહીંના પ્રચારખાતાના ઉપરીઅધિકારી ઉ ખિન્ માઉંએ તૈયાર કરેલા નિબંધનો એ વૃત્તાંત છે. તેને જ આધારે આ આખો ખંડક લખું છું.

જૂના જમાનામાં તો વરસના બારેબાર માસમાં એક કે વધુ સાર્વજનિક ઉત્સવો આવતા ને ઉજવાતા. હવે ઉત્સવમહિમા એવડો અસાધારણ નથી રહ્યો. જેને અખિલ બ્રહ્મદેશી કરીએ, તેવા છથી આઠ ઉત્સવો જ હવે પળાય છે. આમાંના કેટલાક અમુકઅમુક પેગોડાની સ્થાપના કે એવા પ્રસંગ સાથે સબંધ ધરાવે છે ને કેટલાક નિરાળા હોય છે. પણ હરકોઇ ઉત્સવ વખતે પેગોડા સુધીની યાત્રા તો બ્રહ્મીઓએ કરવાની હોય જ હોય.

દરેક બ્રહ્મી ઉત્સવ ઘણે ભાગે પૂનમે જ આવે છે. તેમાંનો સૌથી પહેલો તે, એ લોકોના નૂતન વર્ષે આવતો ચૈત્રી[2] પૂનમનો ઉપર્યુક્ત જલોત્સવ. એ ઉત્સવ મૂળે બૌદ્ધધર્મી છે કે કેમ, એ વિશે બ્રહ્મી શાસ્ત્રવિશારદોમાં મોટો વિવાદ ચાલે છે. પણ એટલું તો ચોક્કસ કે આજના બૌદ્ધ બ્રહ્મી પ્રજાજન તેને ત્રણ દિવસ સુધી ધાર્મિક ઉત્સવ લેખે પાળે છે. જેમાં "ઘણી પ્રવાહી સાહેબસલામી પ્રવર્તે છે" એ આ જલોત્સવ

૧. રા. કાન્તિલાલ માધવલાલ દેસાઇ, અહીંની હિંદી દેશી વેપારી ચેમ્બરના મંત્રી. તેમણે, તથા બીજા અનેક સહાનુભાવકો ઉપરાંત, રા. ઇંદુલાલ લાખિયા, રા. ઇંદુલાલ ચુ. મહેતા અને રા. દુર્લભરામ વખારિયાએ જે તનતોડ મહેનત કરી, તેથી જ અહીં સારું ફંડ થયું એટલું આભારપૂર્વક નોંધ્યા વિના ન જ ચાલે.

૨. ચૈત્રનું બ્રહ્મી છે 'તાગુ.'

ઉર્ફે 'થિંગ્યાન' ઉત્સવ સંબંધી આખ્યાયિકા એવી છે કે, ઘણા પુરાતનકાલને વિશે સુરલોકમાં બે મહાન 'નટ્' વીરો અર્થાત્ દેવો ઇન્દ્ર ('થગ્યામિન') અને બ્રહ્મા વચ્ચે ગણિતના કોઇક કોયડાને અંગે તકરાર ઊભી થઇ. તકરારમાં ઇન્દ્ર જીત્યા ને બ્રહ્મા હાર્યા. પણ ઇન્દ્ર-રાજને સૂક્ષ્મ વિજયથી સંતોષ ન થયો; સ્થૂળ વિજય પણ તેમણે વાંછ્યો. બ્રહ્માજીનું માથું (બ્રહ્મદેશી બ્રહ્માને માથું એક જ હશે એમ લાગે છે) ઉડાવી દેવાનો સુલતાની હુકમ કાઢ્યો. એ એમણે કાઢતાં કાઢ્યો તો ખરો ને અમલમાં ય મુકાવ્યો, પણ પોતાને જ એ ભારે પડ્યો; કારણ, પહેલી આફત તો એ આવી કે બ્રહ્માનું મસ્તક ન સંઘરી શકાયું સમુદ્રથી કે આકાશ-થી, તેમ નહિ પૃથ્વીથી પણ; ને બીજી આફત એ કે, માંડમાંડ એ વર્ષદીઠ એકેક અપ્સરાને કબજે તો સખતું રહેતું થયું, પણ, તાગુ માસમાં જ્યારે એ મેનકાના હાથમાંથી ઉર્વશીના કે તેના હાથમાંથી તિલોત્તમાના હાથમાં જાય, ત્યારે, ઇન્દ્રદેવે વતન છોડીને અવની પર ઉતરવું પડતું—તે સિવાય તો મસ્તક એમને કોઇક રીતે ખૂબ જ દુઃખદાયી નીવડતું. ઇન્દ્રના અવતીઅવતારનો એ પ્રસંગ એટલે જ થિંગ્યાનનો ઉત્સવ-પ્રસંગ. દરવરસે એ ઉત્સવ જે દહાડે હોય, તે દહાડાનાં ધનમકર ગણીને બ્રહ્મી જોષીરાજો વર્તારા કાઢે છે કે આ ખેપે ઇન્દ્રદેવ અશ્વારૂઢ બનીને ઉતરવાના છે કે વૃષભારૂઢ, હાથમાં જલકુંભ રાખશે, 'જલતી નિશાની' જેવી મશાલ રાખશે, કે પક્ષી, ભાલું યા દંડ. તેમનાં વર્ષવર્ષનાં એ વાહનાદિકને આધારે વર્ષના વર્ષાદ તથા પાક પરત્વે પણ ભવિષ્યો ભાખવામાં આવે છે. વળી એવું પણ માનવામાં આવે છે કે દેવ પોતાની બગલમાં બે પોથીઓ દાબીને જ હેઠા ઉતરે છે—એક સુવર્ણની, બીજી શ્વાનચર્મની. થિંગ્યાન દરમ્યાન જે બ્રહ્મીઓ ડાહ્યાડમરા બનીને વર્તે તેમનાં નામ પહેલીમાં તથા મસ્તીખોરોનાં બીજીમાં નોંધે છે. દરેકને ઘટતું કર્મફળ પણ મરણોત્તર આપે છે.

કાસોં એટલે વૈશાખ. તેની પૂનમે એટલે કે બુદ્ધજયંતીને દિવસે

પણ બ્રહ્મીઓ મહોત્સવ ઊજવે છે. એ જ દિવસે, દિવ્ય જ્ઞાન લાધતાં, શાક્યમુનિ બુદ્ધભગવાન બન્યા અને તેમનો નિર્વાણદિન પણ એ જ. આ કારણોએ, કાસોં ઉત્સવનો મહિમા મોટો છે. વળી જ્ઞાનપ્રાપ્તિ વડના ઝાડ નીચે થએલ, તેથી આ ઉત્સવની સાથે વડને પણ જોડવામાં આવ્યો છે. કાસોંને દહાડે આવો ઉત્સવ હોવાથી તેમ જ વૈશાખી તાપમાં ઠંડક થવા ને પામવા માટે લોકો વડની પૂજાઅર્ચા કરે તથા તેને પાણી પણ ઘણું પાય છે. પાણી પાવાનાં એ પાત્રોને 'ન્યાઉં-યે-ઓહ' એટલે કે 'વડના ઝાડને પાણી પાવાનાં ઠામ' કહે છે. આ વિશે અઢારમી સદીના બ્રહ્મી કવિ લેત્વેથોંદ્રાનો રચેલો એક શ્લોક છે. તેને બ્રહ્મદેશના કાથા જિલ્લાની મેઝા નામની ટેકરી-ઓવાળા પ્રદેશમાં દેશનિકાલ કરવામાં આવ્યો હશે; ત્યાંના લોકોને આ ઉત્સવ ઊજવતા જોઇને તેણે જે ગાયું અને એ ગીતનું જે અંગ્રેજી કોઇક મિ. લ્યુસે કર્યું, તેનું ગુજરાતી કૈંક આવું થાય :

ન્યૌં-યે તણો ઉત્સવ આવતો જવ,
મેઝા પ્રજા ભક્તિભરેલી સૌ તવ;
સાષ્ટાંગ કરતી વટવૃક્ષને, વળી
સિંચે તહીં વારિ ફરીફરી લળી.

વટોત્સવ પછી બે મહિને — 'આષાઢસ્ય પૂનમદિવસે' — બ્રહ્મી ચાતુર્માસની શરૂઆત થાય છે. આષાઢના આ 'વઝો' ઉત્સવથી માંડીને ચાર માસ સુધી પુંગી સાધુઓ વિશેષ સાધુત્વ ધારણ કરે છે અને સંસારીઓમાં પણ કેટલુંક સાધુત્વ પ્રસંગોપાત્ત પ્રગટે છે. આ મહિના-ઓમાં પરણવાની મનાઇ છે; ઘરફેરવણી થઇ શકતી નથી; રંગીલી ખાણી-પીણીનો પણ નિષેધ છે. બધા જ પુંગીઓને ચારે માસ મઠનિવાસી બની ભગવાન તથાગતના પુણ્યનામનું સ્મરણ કર્યા કરવાનું હોય છે. એ ધર્મધુરંધરોએ જેમ એટલા માસ બને તેટલા ઉપવાસી ફલાહારી કે નિરામિષાહારી રહેવાનું તેમ એમનાં અ-સાધુ દેશજનોએ પણ બને

તેટલાં વધુ ધર્મીલાં બનીને જીવવાનું હોય છે. તેમના આનંદ માટે કોઇ જાતના 'પોએ' (ઉત્સવ) આ ચાર માસમાં હોતા નથી. આ સ્થિતિમાં અપવાદ એટલો કે માંડલાં કે માંડલે પાસેના એક સ્થળે 'તાઉંબ્યો નટ્ પોએ' ઉજવાય છે. ઉત્સવદિને મુખ્ય વિધિ એ કે, મનુષ્ય હતા પણ પછી દેવપદને પામ્યા એ બે ભાઇઓ શ્વેપિંગ્યી અને શ્વેપિંગેનું પૂજન તાઉંબ્યોના મંદિરમાં કરવું તથા કુક્કુરનું માંસ ન ખાવું. એ ભાઇઓ દેવપદ એવી રીતે પામ્યા કે પ્રમાણમાં નજીવા ગુના માટે-મંદિર બાંધવા દરેક પ્રજાજને લાવવાની હતી એ એકેક ઈંટ તેઓ ન લાવી શકવાથી—રાજા અનવરાતે એમનો ઘાતકીપણે વધ કરેલો, તેઓ શાંતિથી મોતને ભેટેલા ને એ એક પ્રકારના સ્વભોગના બદલામાં પ્રજાના દેવો ગણાઇ પૂજાવા લાગ્યા.

ચાતુર્માસની પૂર્ણાહુતિ દીપોત્સવ અથવા તો 'થડિંગ્યુત્ પોએ'થી થાય છે; ત્યાર પછી એક મહિને 'તઝાઉંમોં પોએ' આવે છે; અને, છેલ્લો મહત્ત્વનો એ 'તબાઉં પોએ.' પોતાનાં માતુશ્રીને તથા બીજાંને ધર્મબોધ કરવા બુદ્ધ સ્વર્ગમાં ગએલા ત્યાંથી તેઓ થડિંગ્યુતને દહાડે પાછા ફર્યા ત્યારે તેમનો માર્ગ ઉજાળવા દીપકો પ્રગટાવવામાં આવેલા તેથી એ દીપોત્સવ ઠર્યો; બુદ્ધને માટે એક જ રાતમાં એક આખું ચીવર વણી નાંખવું પડે એવો વિકટ પ્રસંગ એમનાં માતાને આવેલો જે દિવસે, એ તઝાઉંમોંનો ઉત્સવ—એમ જ હવે એ રીતે ફુંગીઓ માટે કન્યકાઓ ચીવર વણે છે; અને તબાઉં એટલે પાક લણાઇ રહ્યા-નો ઉત્સવ—ચોખા પુષ્કળ પાક્યા હોય ને એમાંથી વેચીસાટી પૈસા પણ તુર્તના જ પેદા કર્યા હોય, એટલે બ્રહ્મીઓ ઘણા અમનચમનમાં આ દહાડો ગાળે છે. પરંતુ, ફીલ્ડિંગ હોલ જેવા બ્રહ્મી સંસ્કૃતિના અભ્યાસીએ એમના બધા ઉત્સવો વિશે જે કહ્યું છે તે આને માટે પણ ખરું છે કે, બ્રહ્મીઓના દરેક ઉત્સવમાં નિર્દોષ અમનચમન હોવા છતાં, ધર્મતત્ત્વ તેમાંથી નાબૂદ થતું નથી: એ મંદિરોમાં જ, ભક્તિભાવે અને પુણ્યદાન સહિત જ ઉજવાતા હોય છે.

આ દેશનો હાલનો બૌદ્ધધર્મ, તેના અસલ શુદ્ધ સ્વરૂપ કરતાં જુદો છે. તેની પર વૈદિક કે પૌરાણિક દેવકથાશાસ્ત્રની, તેમાંની માન્યતાઓ અને ક્રિયાવિધિઓની, ઓછીવધુ અસર થઇ છે. કેટલીક ભૂતપ્રેત-પૂજા ( ' એનિમિઝમ ' ) પણ પ્રવર્તે છે. બીજું, મૂળ બૌદ્ધ ધર્મ જે ત્યાગ વૈરાગ્ય અને ઊંચી નીતિમત્તા શીખવે છે તેના કેટલાક પાલનની સાથેસાથે જ, આ કલાશોખી બ્રહ્મી બૌદ્ધોના ઉત્સવાદિકમાં આનંદ-ઉલ્લાસ પણ ઘણા પ્રમાણમાં વર્તાય છે. ઉત્સવોમાં બ્રાઉન બેને પ્રાધાન્ય આપે છે : જલોત્સવ અને પ્રકાશોત્સવ કે દીપોત્સવ ( તેના મતે, આમાંનો એકકે મૂળે બ્રહ્મદેશી નથી પણ અસલ વતનીઓની સંસ્કૃતિમાંથી ઊંચકી લઇ, બ્રહ્મી બૌદ્ધોએ તેને અપનાવ્યો છે. ) પહેલો ઉત્સવ ચૈત્રી પૂનમે અને બીજો દીવાળીએ આવે છે. વરસાદ વૈશાખમાં શરૂ થવાનો –( રંગૂનમાં ૧૦૦ ઇંચ; મેમ્યોમાં ૩૫૦ ઇંચ )—તેના આગમન સાથે જલોત્સવને સંબંધ છે ( એ વખતે, વરસાદને આરાધતા એવા લોકો, તેને આણવા એકબીજા પર ખૂબ પાણી છાંટે છે ) અને પ્રત્યાગમન પ્રકાશોત્સવને સાથે છે. કુદરતી રીતે જ જલોત્સવ દહાડે અને દીપોત્સવ રાતે ઉજવાય છે. દીપોત્સવીમાં કાગળનાં અને બીજાં રંગીન ફાનસોમાં ઘેરઘેર તેમ જ પેગોડામાં દીવા કરવામાં આવે છે અને એવા જ મીણબત્તીના દીવા નાના શા તરાપાઓ પર ગોઠવીને નદીમાં વહેતા મૂકે છે. નદીના પ્રવાહ અને વમળો સાથે એ દીવા વહે કે ફરે ત્યારે મનોહર પ્રકાશમાન આકૃતિઓ નદીના પટ પર રચાય છે.

## ૮

બ્રહ્મીઓમાં પ્રબળ નાટ્યવૃત્તિ છે. દેશના જે પ્રદેશોમાં ગામડાં નાનાં ને બહુ છૂટાંછવાયાં છે, ત્યાં પણ સૂકી ઋતુમાં ભમતા નટોની કોઇ ને કોઇ મંડળી હોવાની જ. કૈં પણ સહેજ બહાનું મળે તો બ્રહ્મીઓ નાટક કરે જ : પછી એ પ્રસંગ સાધુદીક્ષાનો હોય કે બાળક-

ની કાનવિંધણક્રિયાનો; લગ્ન ઉત્સવ કે મરણનો; રાજરાજેન્દ્રના રાજ્યારોહણદિનનો કે અમલદારી મુલાકાતનો. આ કારણે ઘણાખરા બ્રહ્મીઓ આજન્મ નટ અને અનુકરણકાર હોય છે. અને નાટક બહુધા આમ વાતાવરણમાં જ સર્વત્ર હોવાથી, બ્રહ્મી છોકરાં પણ, ગોરો સાહેબ કાળા હિંદી પાસેથી રૂવાબબંધીથી વ્હિસ્કીસોડા માગતો હોય, તેનો પાઠ ઘટતા રંગો અને અભિનય સહિત આપણને મજા પડે તેવી રીતે ભજવી જાણતાં હોય છે.

નીચેરા ( 'લોઅર' ) બ્રહ્મદેશના વધારે વસ્તીવાળા અને સમૃદ્ધિમંત પ્રદેશમાં હવે દરેક નાના શહેરને પોતાની કાયમી નાટકશાળા થઇ ગઇ છે. પણ વધારે પ્રચલિત એવી અહીંની રાષ્ટ્રીય નાટકશાળા એ તો, ખુલ્લામાં વાંસ તાડપત્રી વગેરેથી બનાવેલ છપ્પર. સૌ તેમાં મફત જાય. ધાર્મિક વૃત્તિનો બ્રહ્મી જેમ પેગોડા બાંધવામાં, તેમ વ્યાવહારિક વૃત્તિવાળો નાટકશાળા–ઉપર કહી તેવી કાયમી, પાકી–ચણાવવામાં પોતાની લક્ષ્મી વાવરે છે.

જેવી નટમંડળી, તેવા તેના એક આખી રાતના ભાડે રાખ્યાના દામ : રૂ. ૫૦–૬૦થી માંડીને રૂ. ૩૦૦ લગી. ખરું નાટક મધરાત પહેલાં ભાગ્યે શરૂ થાય ને મળસ્કા લગી ચાલે. આમ આખી રાત નાટક જોવામાં ગાળવા માટે પ્રેક્ષકો નાની સાદડીઓના વીંટા બગલમાં મારીને જ નાટકશાળામાં આવે ને તેની પર નાટક જોવા બેસે કે પગ લંબાવીને પડે. ખરું નાટક શરૂ થયા પહેલાં પ્રેક્ષકોને — ખાસ કરી, બાળકોને — રીઝવવા એક પ્રકારનો પૂર્વરંગ ભજવાય. તેમાં બેંડ વાગે, અને, દેવ ને મનુષ્ય વચ્ચેની મધ્યવર્તી જેવી બાળા શક્રાદિક દેવોની ( 'થાડયા' એમનું બ્રહ્મી નામ છે. ) પ્રાર્થના કરે. પછી દેવોનાં સ્તોત્રો ગવાય અને નાચ થાય. દેવો પછી વારો રાજા અને રાજદરબારનો. એ લોકો દરેક નાટકમાં હોવાના જ. એ દશ્યમાં

પહેલાં તો રાજાના મંત્રીઓ રંગભૂમિ પર ભેગા મળે અને રાજ્યમંત્રણાઓ ચલાવે; વળી રાજાના ખવાસો ('પેજીસ') મશ્કરાનો પાઠ પણ ભજવે. આ રમુજી પ્રવેશ પછી ખવાસો, વડારણોને ('મેઇડઝ ઑફ ઓનર') બોલાવવા જાય; અને ત્યાર પછી, સૌ સાથે રાજાને મળવા મહેલમાં જાય. પ્રવેશ એક પછી બીજો બદલાયો છે એમ સૂચવવા પડદા જેવું કૈં નહિ; સીનસીનરી યે ખાસ નથી હોતા. પ્રવેશ બદલાવવાનો હોય ત્યારે તેમ થવાની નિશાની એ જે, કાં તો અમુક નટો રંગભૂમિ છોડી જાય કે નાચગાન સહિત ત્યાં જ ગોળકુંડાળામાં ફરે. ઉપલા દાખલાની વાત કરીએ તો, તેવે વખતે, ખવાસો એમ ગોળ ફરે, મંત્રીઓ ચાલ્યા જાય, ને વડારણો રંગભૂમિ પર પ્રવેશે એટલે ખવાસો ફરતા અટકે અને મંત્રીઓ પાછા દાખલ થાય. પછી સિંહાસન પર રાજા આવીને બેસે. આ 'સિંહાસન' એટલે આપણાં જૂનાં કુટુંબોમાં હોય છે તેવો અસલ જમાનાનો ઊંચો મોટો પૈડાંવાળો લોખંડી ચીપદાર ને ખીલાદાર પટારો. અંગ્રેજ લેખકે એને 'પ્રોપર્ટી બૉક્સ' કહ્યો છે. (નાટક ચાલે તેટલો બધો વખત એ પટારો ઘણું કરીને આચ્છાદિત દશામાં, રંગભૂમિ પર જ હોય છે.) દરબાર શરૂ થતાં, રાજા મુખ્ય પ્રધાન, કોટવાલ અને ખાતાંના પ્રધાનોને રાજકાજ વિશે પ્રશ્નો કરે છે. ત્યાર બાદ — રાજા જ્યારે પોતાનું નામ રાજ્ય અને રાજ્યધાની પ્રેક્ષકોને જાહેર કરે ત્યારે — ખરું નાટક શરૂ થાય છે. તેનું વસ્તુ જાતકકથાઓમાંથી, ગૌતમબુદ્ધના જીવનમાંથી કે બ્રહ્મી દંતકથા અને ઇતિહાસમાંથી લીધેલું હોય છે. ઇતિહાસવાળા વસ્તુમાં ઘણે ભાગે. પ્રજાના પ્રારંભયુગોનાં સાહસો કે ત્યારના બીજા પ્રાથમિક ધર્મો સામેની બૌદ્ધ ધર્મની લડતને લગતી બીના હોય છે.

નાટકોમાં નટોએ કરવાનાં સંભાષણ પહેલેથી સુનિશ્ચિત હોતાં નથી. નટો નાટકનું વસ્તુ જાણતા હોય અને સંભાષણ શું અને કેવાં, તેનો માત્ર સર્વસામાન્ય ખ્યાલ તેમને અપાય. તેમાં વધઘટ અને ફેરફાર

તેઓ સ્વેચ્છાથી અને ઔચિત્યપૂર્વક કરી શકે. ગાયનો અલબત્ત અગાઉથી નક્કી થયાં હોય, પણ તેને નાટયવસ્તુ સાથે કશો સંબંધ ન મળે.

શેકસ્પીરીઅન નાટકોની જેમ કરુણરસિક પ્રસંગોની વચ્ચે વિનોદ-પ્રસંગો બ્રહ્મી નાટકોમાં હોય છે ખરા, પણ તેમાં પરસ્પર સંવાદિતા એવી સરખી જ હોય.

મૂક અભિનયો પણ થાય છે અને તેને બ્રહ્મીઓ નાટકો કરતાં ઊંચી કક્ષાના ગણે છે. ધંધાદારી નહિ એવા બાલનટો પણ પેગોડામાંના નાનામોટા ઉત્સવ વખતે સારાં નાટકો કરે છે.

બ્રહ્મી ભાષામાં ‘ નાટક ’ માટે ‘ ઝટ્ ’ શબ્દ છે. બ્રાઉન એને ‘ જાતક ’ ઉપરથી આવેલો માને છે; પણ, દેવવાચક ‘ નટ્ ’ ઉપરથી તે આવેલ હોવાનો વધુ સંભવ છે.

બ્રહ્મી નાટકો મોટે ભાગે સંગીતનાટકો વધુ અંશે હોય છે. સંભાષણ ચાલે તેટલી જ વાર સંગીત બંધ રહે. સંગીતમાં મુખ્ય હોય છે વાદ્ય એટલે નાનાંમોટાં અઢાર નગારાં કે પડઘમ. વગાડનારની ફરતાં કુંડાળા-માં એ ગોઠવેલાં હોય. તે હાથ વતી વખતોવખત એને વગાડે તેમજ ઠેકા ને તાલ બરાબર આવે માટે ભાત અને રાખનું કૈંક મિશ્રણ તેની પર ચોપડતો રહે. આ સિવાય પાંચ મોટાં પડઘમ, પિત્તળના ઘંટોનું ચક્ર, એક જાતનું પ્રાથમિક રણશિંગુ અને ખંજરીઓ પણ એ સાજમાં હોય. તાલ માટે બાંબુની પટ્ટીઓ હોય. એવી બાંબુની ચીપોનું એક વાજીંત્ર ( ‘ હાર્મોનિકોન ’ ) પણ બનાવે છે.

ગીતોની ભાષાની રચના તેમ જ શબ્દો બહુ પ્રાચીન છે. જે માણસ અર્વાચીન જ બ્રહ્મી ભાષા જાણતો હોય, તેને એ ગીતો ન સમ-જાય. આજનાં બ્રહ્મીબ્રહ્મિણીઓને સુદ્ધાં તેમાંના અર્થનો ઝાંખો જ ખ્યાલ હોય છે.

કેટલાંક ગીતો અતીવ સુન્દર છે. પ્રાચીન બ્રહ્મી સાહિત્યમાં જો કૈં યે ખરેખર સાચવી રાખવા જેવું હોય, તો તે આ ગીતો છે. વિરહ પ્રકૃતિવર્ણન કે પ્રેમનાં એ ગીતો પ્રજાની સર્વસામાન્ય મતા છે.

ગીતોમાંથી દરેક નટે પોતાપૂરતી સરસ ચૂંટણી કરી હોય છે અને નાટકમાં જ્યાં જે ઉચિત હોય ત્યાં તે એમાંથી ગાય છે.

# શ્વે ડેગોન

## ૧

The precincts of the Shwe Dagon pagoda contain the world's finest specimens of what I may call the merry-go-round style of architecture and decoration. The huge bell-shaped spire, gilded from top to bottom and shining, towards the sun, with intolerable high lights, stands in the midst; and round it are grouped the hundreds of subsidiary shrines, elaborately fretted, glittering like Aladdin's cave at the pantomime with a gaudy mosaic of coloured glass, gilded and painted, or dark, with the natural colour of the teakwood pinnacles and gobles, against the golden shining of the pagoda. It seems a sacred Fun Fair, a Luna Park dedicated to the greater glory of Gautama-but more fantastic, more wildly amusing than any Bank Holiday invention. Our memories, after a first visit, were of something so curiously improbable, so deliriously and comically dream-like, that we felt constrained to return the following day to make quite sure that we had really seen it[૧].

૧. આલ્ડસ હક્સલી : 'જેસ્ટિંગ પાઇલેટ' પૃ. ૧૬૦ (ફીનિક્સ લાઇબ્રેરીવાળી સસ્તી આવૃત્તિ).

## ૨

**રંગૂન**

તા. ૨૧ : ૩ : ૩૧

સવારમાં ળાાથી ૮ાાા, મારા યજમાન કાન્તિભાઇ, તેમનો નાનકડો પુત્ર કુમાર અને હું, ચાપાણીથી પરવારી, ટ્રામમાં બેસી, નજીકમાં આવેલું બૌદ્ધ મંદિર શ્વે ડેગોન પેગોડા (=સોનેરી પવિત્ર મંદિર) જોવા ગયા ગયા હતા. રોજ અમે જે ટ્રામ-સ્ટેશનેથી ઑફિસમાં જવા ડાબે હાથે આગળ હંકારાતી ટ્રામ લઇએ છીએ, તે સ્થળેથી તો જમણે હાથે થોડેક છેટે — એક દોઢ ફર્લોંગ જેટલે — આ મંદિરનો ઝાંખો સોનેરી ઘુમ્મટ દેખાયા કરતો હતો જ; પણ આજે, ટ્રામમાં બેઠા પછી એ જેમજેમ મંદિરની પાસે આવતી ગઇ તેમતેમ ખબર પડી કે મંદિર, પહેલાં લાગેલું તેમ રસ્તાની સપાટી પર નહિ પણ ટેકરી ઉપર છે. વચ્ચેના રસ્તાના ઢાળે સપાટીની ભ્રમણા કરાવેલી. રસ્તામાં બંને બાજુ આપણી રીતના પાકા પાયાના બંગલા હતા, તેમ જ — વચ્ચેવચ્ચે, ખાસ કરીને તો પેગોડાપાડોશના ભાગમાં — અહીંની રીતનાં, ભોંયમાં લાકડાના ચાર છ કે વધુ ટેકારૂપ પાયા ખોડેલા એવાં, એ તકલાદી આધારો પર ઊભાં રાખેલાં, સાવ સળંગ લાકડાનાં કે લાકડા સાથે થોડા ઇંટના ચણતરની ભીંતોવાળાં ઘર પણ હતાં.

મંદિર અને તેને ફરતો પ્રદેશ છે આમ ઉંચાણમાં, તેથી ઘણાં પગથિયાં ચઢીને ઉપર જવાનું હતું. મુંબાઇમાં મહાલક્ષ્મી કે બાબુલનાથના મંદિરે જતા હોઇએ તેવો ભાસ આ લાંબાં લાંબાં પગથિયાંના ચઢાવ વખતે થાય. ભાસ, ને તે પણ થોડો; કેમ કે, અહીં પગથિયાંને માથેનો ભાગ ખુલ્લો નહિ, છપરબંધ છે. વળી, આપણાં એ બે મંદિરોના ચઢાવની બંને બાજુ ભીખારૂઓ કે ખાવાનું વેચનાર કે છબિ-અબિ વેચનાર ફેરિયા છૂટાછૂટા બેઠા હોય છે ત્યારે અહીં તો, બંને બાજુએ, વિલાયતી ઢબના રીતસરના સ્ટોલો જ હતા. તેમાં ઘણી તરેહની ચીજો તમે ભાળો : સુગંધી રંગબેરંગી ફૂલોના હાર અને ગોટા; મોટીનાની

મીણબત્તીઓ (આ બંને ‘ફ્યા’ને ધરવા માટે); ચાકોપ્શી, ઇંડાં અને બીજાં માંસવાળાં–વગરનાં ખાણાં; કલાત્મક લાકડકામ અને નેતર-કામ; નાની બુદ્ધમૂર્તિઓ; પરદેશી સિગરેટો અને દીવાસળી; કાગળની છત્રીઓ, વગેરે. વેચનારી બ્રહ્મિણીઓ (અહીંના લોકની સ્ત્રીઓ જ ઘણે ભાગે વેચવાનું કામ કરે છે, ને તે લાયકીસર, હુશિયારીથી) પણ ચીરૂટ કે બીડી લહેરથી ફુંકતી હતી.

ચઢવાનો છોબંધ કે પાટિયાંનો રસ્તો ધૂળકચરાથી ભરેલો, ને કેટલેક ઠેકાણે, ઠીકઠીક ચીકાશવાળો હતો. એક ઠેકાણે, ફુંગી તો નહિ પણ કોઇ બીજી જાતનો સાધુ ઝાલર જેવો ઘંટ વગાડતો હતો ને બ્રહ્મી ભાષામાં મોટેથી કૈંક રાગ કાઢ્યા કરતો હતો. (તેની ઝાલર ગોળ નહિ પણ ત્રિકોણના બે હેઠલા ખૂણાને મૂછોના આંકડાની જેમ ઊંચા વાળેલા હોય ને જેવો આકાર થાય, તેવા ખૂણાવાળી હતી.) મને કહેવામાં આવ્યું કે તેની પાસે એક પૈસો મુકાય ત્યારે ઝાલર પર ટકોરો મારી સાધુ પરલોકવાસી બુદ્ધભગવાનને જાહેર કરે તથા ખાતરી આપે કે મૂકનાર પુણ્યાળુ છે અને નિર્વાણપદનો લાયક ઉમેદવાર છે.

ચઢી રહીએ ત્યાં વિશાળ ચોગાન. તેમાંથી રંગમંડપમાં જવાય. અમે મંડપમાં પહોંચ્યા ત્યારે, આગળની થોડી છૂટી ફરસબંધીની પછીના કઠેરા પરની એકબીજીમાં ભળી ગએલી મીણબત્તીઓની લાંબેરી શિખાઓ બળતી હતી અને તેની પાસે બે સાધુઓ પલોંઠીવાળી બેઠા હતા. તેમાંનો જમણી બાજુવાળો ધ્યાનસ્થ અને રસાર્દ્રમુખ હતો; મનશ્ચક્ષુથી એ પોતાના પૂજ્ય ભગવાનને સાક્ષાત દેખતો હશે એમ લાગતું. બીજો હતો એ તાણીતાણીને રાગ કાઢી, શબ્દ કે શબ્દાન્ત લંબાવી લંબાવીને, બ્રહ્મીમાં કોઇ સ્તોત્ર ભણતો હતો. તેની ગીતધારામાં મુક્તતા, ઊંડો સમર્પણભાવ અને ઉછળતો આનંદ હતો.

મીણબત્તીમય જાળિયાળા લાકડાના કઠેરાની પાછળ થોડી છૂટી જગ્યા

અને તેની પાછળની મોટી આખી ભીંતમાં જાળિયાળાં નાનાં કમાડની પાછળના અંધારામાં કશુંક બુદ્ધની મૂર્તિ જેવું લાગ્યું. એને બરાબર જોવાનું વધુ નિરાંત પર રાખવું પડ્યું, જેમ પેગોડાના બાકીના ઘણા-ખરા ભાગ માટે પણ. તો પણ આજે ફર્યાં નો મુખ્ય મંદિરની આસ-પાસનાં બધાં મંદિરો પાસે. એ છે પણ સંખ્યાબંધ. બધાંમાં જ, સફેદ પથ્થરની સાદી કે સોને રસેલી બુદ્ધની નાનીમોટી મૂર્તિઓ તથા નાજુક કોતરકામ – થાંભલા પર, છાપરે, બાજુમાં, નીચે, બધે – નજરે પડે છે. મૂર્તિ કેટલીક તો રાક્ષસી કદની જ લાગે. એવી બે સૌગી મોટી યાદ છે: એકમાં ભગવાન હાથ પર માથું ટેકવીને પેઢેલા; બીજીમાં, આસને બિરાજેલા. એ દરેક મૂર્તિની લંબાઇ ૧૨–૧૫ ફુટથી ઓછી નહિ હોય. પણ શિલ્પીએ પોતાનાં સૌથી ઊંડાં, સૌથી નિર્મળ સંવેદન સાકાર કર્યાં છે એ તો મધ્યમ કદની કોઇ કોઇ મૂર્તિમાં. તેમાં આખીય આકૃતિ, વિશેષે કરી મુખાકૃતિ, તો પરમ સુરેખ હોય જ પણ આંખોમાં અને મુખછટામાં કોમળતા અને રસિકતા એવાં તો સભરભર્યાં હોય કે જોનારનું મસ્તક સહેજે નમે અને હૃદય સહસ્ર પાંખડીએ પ્રફુલ્લે.

શ્વે ડેગોન પેગોડામાં ગયે મહિને ભયંકર આગ લાગેલી, તેનાં ચિન્હો પણ સર્વત્ર હતાં. સાંભળ્યું કે મુખ્ય મંદિરના કરતાં પણ ઘણાં સરસ નાનાં મંદિરો અને મૂર્તિઓ મુખ્યની બાજુના તથા પાછળના ભાગોમાં હતાં એ આગમાં બળી ગયાં. કાળાકાળા ને તૂટેલા ઘુમ્મટ કે થાંભલા, અને ખંડિત મૂર્તિઓ — કોઇનો ગોઠણ તૂટેલો, તો કોઇની છાતી ભાંગેલી, તો કોઇનું માથું ઊભું ચીરાઇ જઇ એક બાજુનો ચહેરો જ ગેપ થએલો, એવીએવી — આ બધા આગના વધુ અવશેષ. આગ લાગેલી મંદિરના સુવિશાળ ચોકની એક પાસની કિનારીએ આવેલી રહેણાકની ઝુંપડીના ચુલાબુલામાંથી; અને એ ઓલવવા બંબાવાળા બૂટસર જ અંદર પેસવા લાગ્યા ત્યારે ફુંગીઓએ બૂટ કઢાવવા તેમની જોડે ઝગડો કરવામાં જે

વખત બગાડ્યો તેને લીધે એમનું જ મંદિર, નહિ તો બળ્યું હોત તેના કરતાં થોડું વધારે બળી ગયું. (બૂટ અને જોડા માટે એવી પ્રથા છે કે તમે તે પગમાં પહેરીને મંદિરમાં ન જઈ શકો, પણ હાથમાં ધરી કે છાતીએ તેને ચાંપીને છેક ભગવાનની સમીપમાં ગમે તેટલા જઈ શકો. પુંગીઓ પણ જોડાના પ્રેમી, તેથી આ રિવાજનો પૂરો લાભ લે છે.)

ચોગાનમાંથી પગથિયાં ઊતરીએ ત્યાં જમણે હાથે લંબચોરસ ઓરડો છે. તેમાં, મંદિરને ભેટ મળેલી કલાકારીગરીવાળી જુદીજુદી વસ્તુઓનું સંગ્રહસ્થાન કાચનાં કબાટોમાં રાખ્યું છે. સૌથી આકર્ષક તે, અખંડ એક હાથીદાંતમાં બારીક નકશીની વચ્ચે કોરેલી નાની શી બુદ્ધપ્રતિમાઓ, તથા જાડી રંગત છીપોમાં કોતરેલ પેગોડા છે.

સંગ્રહસ્થાન જોઈને પગથિયાં ઊતરતાં બે બ્રહ્મી રૂપસુંદરીઓ નજરે પડી. સમજ ન પડી કે એમનાં પરિધાનનું સુહાગી રંગમિશ્રણ વખાણવું, કે એમાંની સુકોમળ મરોડદાર ભાત વખાણવી, કે એમનાં 'જાંબુ શાં શ્યામ' નયન અને ગૌર ઘાટીલાં તેજસ્વી મુખારવિંદ વખાણવાં.

## ૩

રંગૂન

તા. ૨૩ : ૩ : ૩૧

શ્વે ડેગોનની પરમ દિવસની મુલાકાત પછી ફરીથી જવા મન ખેંચાયા કરતું હતું, તેથી આજ સવારે એકલો ત્યાં ગયો. વચ્ચે, 'બર્મા એઝ આઇ સૉ ઇટ'માં વાંચેલું કે તેનું મહાવિશાળ ચોગાન 'વન ઑફ ધ સાઇટ્સ ઑફ ધ વર્લ્ડ' છે, અને બ્રહ્મી જીવનનું અવલોકન રંગૂનમાં કરવાનું એ ઉત્તમ સ્થળ છે — આ કારણ પણ બીજી મુલાકાત માટે ખરું. ત્રીજું તે, કલાત્મક પરિધાનધારિણી સુંદરીઓનાં દર્શનનો લોભ. પણ અપ્સરાઓ કૈં રોજરોજ પૃથ્વી પણ ઊતરે છે? ... આજે ય વસ્ત્રો પરની નાજુક ફૂલવેલથી અને અલૌકિક શા રંગે ભરેલી

એવી ભાતો જોવાની મળી. પણ આ બ્રહ્મિણીઓનાં ( જે થોડી ઠીક હતી તેનાં; બાકીની તો બેડોળ હતી સુકાઇ ગયલી; આવી એક તો, આશરે પોણા ફૂટની ચીરૂટ ફુંકતી હોઇ, સવિશેષ ભયંકર લાગી. ) –બ્રહ્મિણીઓનાં સ્વરૂપ તો સાધારણ જ; કે, પાઉડરદાર. કદાચ એમ હશે કે પરમ દહાડે બ્રહ્મી સ્ત્રીસૌન્દર્ય પહેલી વાર જોયું તેથી જ એ વધારે મોહક લાગ્યું.

આજે કૈંક વધુ નિરાંતથી ચઢાયું ને ફરાયું; થોડું, પહેલાં ન જોએલું જોવાયું પણ.

પગથિયાં ચઢી રહ્યા પહેલાં વચ્ચે એક ઠેકાણે આરામસ્થાન છે. ત્યાંને બાંકડે બેસી ઊંચું જોયું તો ભીંતને મથાળે લંબચોરસ તખ્તીમાં બુદ્ધજીવનના પ્રસંગો ઉપસેલી મૂર્તિઓ રૂપે કોતરેલા – કોતરીને રંગેલા –દેખાયા. તેમાં કશું અસાધારણ કલા જેવું નથી. વખતે, ગયાં પચીસ-પચાસ વર્ષમાં જ એ થયું હોય.

ઉપર કેટલેક ઠેકાણે થાંભલા પર ને છતમાં રંગીન ને ધોળા કાચના કટકા યોજનાપૂર્વક જડાયલા છે. કહે છે, એ બધાં અંગ્રેજોના આવ્યા પહેલાં રત્નો હતાં પણ એમણે આવીને, હળવેક શું એ બધાંને વિલાયત ભેગાં કરી દીધાં અને તેને બદલે આ કાચ જડી દીધા. આ જો ખરૂં હોય તો, રત્નો જ્યારે હશે ત્યારે થોડાઘણા નહિ અબજો રૂપિયાની કિંમતનાં હોવાં જોઇએ. આ બધા નહિ ને થોડા કાચની જગ્યાએ પણ અગાઉ રત્નો હોય તો પણ એ લાખો રૂપિયાનાં તો હોવાં જ જોઇએ. ને એ એટલી કિંમતનાં હોય તેમાં કશી નવાઇ નથી. કારણ, બ્રહ્મીઓ પૈસાદાર થાય ત્યારે ઘણીએ વાર આવા ધર્મકાર્યમાં જ દોલત ખર્ચતા હોય છે.

મધ્યસ્થ મંદિરની ડાબી તેમ જ જમણી પાસના ભાગોમાંના એકેક નાના મંદિરમાં જબરદસ્ત ઘંટ મૂકેલા છે. ત્રણેક માણસની બાથમાં

આવી શકે તેટલો દરેકનો ઘેરાવ છે. ઘંટ પર બ્રહ્મીમાં કૈંક લખાણ-—કોતરાણ કહેવું જોઇએ તેને – છે. પહેલો ઘંટ નીચલી કિનારીએથી થોડોથોડો ભાંગેલો અને બીજો અણીશુદ્ધ જેવો છે. પહેલા વિશે એમ કહેવાય છે કે રંગૂનમાં – બ્રહ્મદેશમાં પહેલીવાર આવનાર જે પરદેશી પ્રવાસી એ ઘંટ વગાડે તેણે બીજી વાર એ દેશમાં આવવાનું થાય જ. કરાચીબંદરના ટાપુ મનોરાને મળતી જ આ વાત. મનોરા હું ૧૯૨૯માં ગએલો ને હવે પખવાડિયાની અંદર ફરીથી જવાનો; પણ તરેહવાર હાલાકીઓ વેઠી, અહીં લગી વારેવારે આવવાનું મન થાય એમ નથી તેથી આ ચમત્કારી ઘંટથી બીતો હોઉં તેમ, સળવળ્યા કરતા હાથને જાણે બળપૂર્વક કાબૂમાં રાખી, દૂર જ રહ્યો. એ હાથ સળવળ્યા શાથી હશે? આંતરમનને રંગૂનમાંથી પુનઃપુનરપિ નાણાં દહોવાની પ્રબળ વૃત્તિ થયા કરવાને જ કારણે ને?

પહેલા ઘંટવાળી જગ્યા પસાર કરી, બીજાં મંદિરો – મૂર્તિઓ જોતાં આગળ ચાલ્યો ત્યાં મુખ્ય મંદિરની બરાબર પાછળના એક ઊંડા ભોંયરામાં માણસો જતાંઆવતાં દેખાયાં. મને થયું કે ગઇ વખતે જોવી રહી ગએલી આ કોઇક જગ્યા લાગે છે. તેથી, ભોંયરાનાં પગથિયાં ઉતરવા માંડયાં. મારી આશા તો કૈંકૈં નવી નવાઇઓની શોધ કરવાની હતી ને તે માટે આંખ ચારે પાસ ફેરવતો હતો. ફરતી આંખોને થોડી જ વારમાં માલુમ પડયું કે આ કોઇ નવતર, વણશોધાયલું ભોંયરૂં-બોંયરૂં નથી, પણ, આગલી – ઉત્તર – બાજુની જેવા જ, દક્ષિણે ઊતરવાના રસ્તાનાં પગથિયાં જ છે. તુર્ત પાછો ફર્યો ને ચીકણી કચરાળી જમીન પર થઇ, વચ્ચે કાથીની કાર્પેટ હતી તેની પર પગ સાફ કરતો, પશ્ચિમ બાજુની અગાસીમાં પહોંચ્યો. (એ અગાસી એટલે ચોગાનનો જ એક ભાગ.)

અગાસીની છોબંધ ભોંયનો કેટલોક ભાગ ઊખડી ગયલો ને ધૂળિયો હતો. સામેના લોઢની ભીંત પણ મારા કરતાં જરા ઊંચી કે મારા

જેટલી ઊંચી તો હતી જ. આથી, નીચેની ખીણમાંનું દશ્ય બરાબર ન દેખાયું. તો પણ, અગાસીની વચ્ચે ઊભા રહી ડોક ઊંચી તાણતાં, દૂર તડકામાં ચકચકતી રંગૂન–નદી અને આણી કોર, વચલા ભાગમાં, વૃક્ષઝુંડની વચ્ચેથી ડોકિયાં કરતું રૉયલ લેક દેખાતું હતું.

આગળ ચાલીને ભેટોનું સંગ્રહસ્થાન ફરી વાર જોયું. (એ ખોવાઇ ગયું કે શું, એમ પહેલાં તો લાગ્યું. મેં ધારેલું કે ચોગાનમાં દાખલ થતાં એ ડાબે હાથે છે; ત્યાં તેની તલાશ પણ કરી, પણ પછી તો એ અચાનક ફુટી નિકળ્યું જમણા હાથ પરની બાજુએ.) દાંતમાં ને છીપમાં જે અત્યંત બારીક નકશીકામ આ વસ્તુઓમાં કરેલું છે, તે બરોબર સમજવા જેટલું એનું જ્ઞાન કે વર્ણવવા જેટલી તેની પરિભાષા મારી પાસે નથી. કાચની ને ચાઇનાની વસ્તુઓ, પિત્તળની મૂર્તિઓ, વગેરે પણ તેમાં છે. એ સઘળીને, મુકાબલે નાનાં જ કહેવા જેવાં કબાટોમાં બહુ પાસેપાસે મૂકી છે તેને બદલે, આના કરતાં આશરે પાંચસાત-ગણા મોટા ઓરડામાં રાખી હોય, ને જે કેટલીક મોટી છે એ વસ્તુઓ માટે તો વસ્તુ દીઠ અલગ કબાટ હોય, અને વસ્તુની સાથે દરેક વિશેની ટુંકી વિગત વગેરે રીતસર આપે, તો અજાણ્યા જોનારને આટલી વધુ સવડ થાય. તો પછી, આ ધર્મમહિમાની અને ધર્મપ્રચારની દૃષ્ટિએ થએલો સંઘરો મટીને, ઉચ્ચતર ધર્મસેવાની સાથે જ ઉત્તમ લોકકેળ-વણી આદરનારૂં સાચું સંગ્રહસ્થાન બને.

પરમ દહાડે મંદિરમાં ભક્તિ કરનારામાં સાધુ ભાવિકોને જ જોયા હતા. આજે બધા સંસારીઓ જ હતા: કોઇ અધુકડા, કોઈ ગોઠણ-ભર ને કોઇ અવળે પગે – ‘વીરાસન’ જેને માટે સારો શબ્દ છે એવી સ્થિતિમાં – બેઠેલા. આંખ વીંચે, હાથ જોડે, કોઇના હાથમાં ગજરો પણ હોય, ને હેઠેથી ધીમાંધીમાં સ્તોત્ર કે ગીત એવું કૈં બોલતાં જાય. મૂર્તિ તો એમનાથી દૂર, કઠેરાની પાછળનાં બારણામાં, ઘુમટના ભીતર-ની અંધારકોટડીમાં સળિયા પાછળ પુરાયલી. આગલા ભાગમાંની

કુડીબંધ મીણબત્તીઓનાં તેમ જ બહાર પ્રકાશતા સહસ્રરશ્મિનાં અજવાળાં છતાં, સળિયામાંના બુદ્ધભગવાનને ભાગે તો અંધારું જ છે. તેઓ આત્મપ્રકાશે અલબત્ત પ્રકાશતા જ હશે. પણ એ સૂક્ષ્મ પ્રકાશ આપણાં સ્થૂલ નયનને શા કામનો ? આ ભોળા ભાવિકોનાં સૂક્ષ્મ આંતરચક્ષુને એ અગોચર પ્રકાશ ભગવદ્દર્શનમાં ખપ લાગતો હોય તો કોણ જાણે. મેં આજે જોયું ને જાણ્યું એ તો એટલું જ કે ભક્ત અને ભગવાન વચ્ચે બબ્બે અંતરાયો ઊભા કરીને જ ભગવાન માટે ભક્તોમાં ભાવ પેદા કરવાનો અખતરો શ્વે ડેગોનના જુમ્મેદારો અજમાવે છે.

ભક્તમંડળ જ્યાં બિરાજતું હતું ત્યાં રંગમંડપની ભૂમિ પર પણ વધુઓછા પ્રમાણમાં મેલ કચરોપુંજો અને ચીકાશ જામેલાં હતાં. કઠેરાની અંદરની બાજુના એક ખૂણામાં ભગવાનને ધરાવાયલા કરમાયલા ગજરાઓનો ઢગ કોણ જાણે કેટલા ય દિવસથી સડતો હતો. તેની તેમ જ બીજી પણ વાસ વાતાવરણમાં ઠીકઠીક પ્રસરેલી હતી. અધુરામાં પૂરું, જે અગરબત્તીઓ બળતી હતી, તે પણ મંડપબહારના ચોકમાંના એક કુંડી જેવા ઠામમાં; મંડપમાંની દુર્ગંધથી આ સુગંધનો લાભ આટલી ઇર્ષ્યાપૂર્વક કેમ દૂર રખાતો હશે ? બ્રહ્મી બુદ્ધ અને બ્રહ્મી બૌદ્ધોને શું દુર્ગંધ સુગંધ કરતાં વધારે ગમતી હશે ? એ બૌદ્ધો માટે તો હું સાક્ષી પૂરી શકું કે તેઓ કલારસિક છે તેથી સુગંધરસિક પણ હોવા જોઈએ; પણ એ બુદ્ધનું અંતર તો મારા સરખો અબૌદ્ધ ને અલ્પધાર્મિક કેમ ઊકેલી શકે ?

ઊતરીને ટ્રામમાં બેઠો ત્યાં – એ ફર્સ્ટ કલાસમાં પણ – બેત્રણ બ્રહ્મી ભીખારુ છોકરાં માગતાંમાગતાં અંદર ચઢી આવ્યાં – મારે પગે જ વળગ્યાં. એ ત્રણને કશું આપું તો બીજાં તેર આવીને વળગવાની ખાતરી, તેથી ન આપ્યું. એકે તો મારા પગ ચુમવા જેવું પણ કર્યું. મારાં " ચલે જાઓ ... કુછ ન મિલેગા ... પોલિસકુ બુલાયગા "ની

બિલકુલ અસર તેમની પર ન થઇ. ટ્રામ ઉપડતાં ત્રણે પોતાની મેળે ખરી પડયાં.

પોરિયાં મને સતાવતાં હતાં ત્યારે, એ જોઇને, મારા જ બાંકડા પર જમણા હાથને ખૂણે બેઠેલો ચશ્મેદાર ફુંગી હસ્યો ... ... 'ધમ્મપદ' મેં બહુ કાળજીથી વાંચ્યું તો નથી; પણ તેમાં શું એમ લખ્યું હશે? — કે, બૌદ્ધ ભીખારાં અજાણ્યા પરદેશીને પગે વળગે ત્યારે બૌદ્ધ સાધુએ તે એકલાઅટુલાને ત્રાસમાંથી છોડાવવામાં નહિ પણ તેનો ઉપહાસ કરવામાં જ ધમ્મની પરાકાષ્ઠા આવી જાય છે.

૪

રંગૂન
તા. ૨૪ : ૩ : ૩૧

લાખકામની બનાવટની વસ્તુઓ લેવા સાંજે શ્વે ડેગોનની દુકાને ઇંદુભાઇ લાખિયાની સાથે જવાનું થયું હતું; પણ કૈં સંતોષકારક ન મળ્યું એટલે પેગોડામાં આંટો દઇ, પાછા ઘેર.

*  *  *

જોડા પહેરીને અહીં ખુદ પ્રિન્સ ઑફ વેલ્સને પણ નહોતા ચઢવા દીધા એમ સાંભળ્યું. આજે પહેલાં બે મદ્રાસીઓ ને પછી એક સાહેબ-મડમ કોટપાટલુન સાથે ને ખુલ્લા પગે ( મોજા પણ નહોતા ) ચાલતાં જોવામાં આવ્યાં. આ વિષયમાં, થોડા વખત પર અહીં આવેલ ડૉ. ઓપેનહાઇમે એવો નમ્ર મત જાહેર કર્યો હતો કે પગને ઉઘાડા કરાવવાનો રિવાજ યુરોપીઓને માત્ર સતાવવા સારૂ રાખવામાં આવ્યો છે. અજબ જેવું, એમ હોય તો. પણ પાવડી પહેરેલાએ પણ — અમે નજરોનજર આજે જોયું તેમ — એ બગલમાં મારવી કે સાચવનારી ફૂલબાળાને સોંપવી પડે છે, તેનું શું? બીજે પક્ષે, જોડા સામે ચામડિયા વસ્તુ તરીકે વિરોધ નથી; કેમ કે, એને સાથે રાખીને તો છેક દેવની

સમીપ પણ જઈ શકાય છે. ૧૯૨૮ના પ્રારંભમાસોમાં આ મંદિરના ચોગાનના વાયવ્ય ખૂણાના મોટા ઘંટવાળા મંડપની કોર પર એટલે ગાંધીજી, અને નીચે ચોકમાં મેદની, એવી રીતે મહાન સભા થઇ ત્યારે એટલાં બધાંના જથ્થાબંધ જોડાઓને કોણે કેમ સાચવ્યા હશે એ વિચાર સહેજે આવ્યો. ખુલાસો પણ તુર્ત એની મેળે મળી ગયો કે દરેક જણ પોતાના જોડાની જોડી બગલમાં કે ખોળામાં કે ખાદીથેલીમાં રાખીને જ બેઠા હશે, બીજું શું ?

અમે વળતી વખતે પગથિયાં પરની સાચવનારી પાસેથી જોડા પાછા લીધા ત્યારે મેં તો એ સંભાળપૂર્વક – લગભગ માનપૂર્વક. કેમ કે, જેને વિશે બ્રહ્મી બૌદ્ધો આટલી સુંવાળી લાગણી ધરાવતા હોય, તેને વિશે અનાયાસે માન પણ થઈ જતું – મારાં જુતાં હાથમાં જ લીધાં. પણ મારા સાથીએ તેને ભૂલમાં ત્યાં ને ત્યાં જ પહેરવા માંડયાં. “ પહેરવાના નીચે જઇને ને ?” એમ મેં યાદ આપ્યું, એટલે તેમણે “ ઓ, બેગ યોર પાર્ડન ” એમ પશ્ચાત્તાપ કરી, એ હાથમાં જ રાખી, પથથિયાં પૂરાં કર્યાં.

* * *

એક નાના ‘ ફ્યા ’ની ઓશરી પર ( અમે હજી ઉપર હતા ત્યારની આ વાત. ) ત્રણચાર બૈરાં ને બે છોકરાં બેઠાં હતાં. છોકરાંમાંનો બાળક હતો તે પણ રૂપાળો જ હતો; પણ બાળકી તો અત્યંત રૂપાળી. કોઇકે અલૌકિક એક સુંદરીના ગાલ પરના તલ માટે આપવા ધારેલું ‘ સમરકંદે બુખારારા ’ મને આનાં કાળાંકાળાં પ્રલંબ નેત્રો જોઇને સાંભર્યા વિના ન રહ્યું.

ચક્કર પૂરૂં કરીને આગળના ભાગમાં પાછા આવ્યા ત્યાં એક યુવતી દેખાણી. પોશાક તેનો બ્રહ્મી યુવતીઓના જેવો એકંદરે હતો, પણ એ શુદ્ધ બ્રહ્મી ઓલાદની નહોતી. ગુલાબી ભાતીગળ લુંગી, સફેદ આંઇજી

( કબજો ), અને ચહેરાનો ઘાટ યુરોપીને વધારે મળતો આવે – આવી તે હતી. વાળ પણ કપાવીને ટુંકડા કરાવી નાંખેલ – બ્રહ્મિણીઓની જેમ અતિલાંબા ને તેનો પટ્ટો બનાવી, વચ્ચે કાંસકો રાખી, માથાફરતા ગોળ વીંટાળેલ નહિ. એ બ્રહ્મી મા અને યુરોપી બાપની છોકરી હોવી જોઈએ એવી અટકળ અમે કરી. આ કારણે જ તેને નિહાળીને જોએલી; બાકી રૂપ તો સાધારણસારૂં કહેવા જેવું જ હતું.

*　　　　*　　　　*

આથમતા સૂર્યના કુમળા તડકામાં શાંત તેજસ્વિતાએ દીપતા નાના-મોટા સોનેરી ઘુમ્મટો અને થાંભલાને છોડીને નીચે ઊતર્યાં ને ટ્રામમાં બેઠા. આજે પણ એક ભિક્ષુકબાલને ઇંદુભાઇના પગ પર હેત થઇ આવેલું; પણ અમારી સાથે બેઠેલા બ્રહ્મી ગૃહસ્થે તેને સ્વભાષામાં કૈંક કહ્યું એટલે પેલો જતો રહ્યો. આ ગૃહસ્થની જગ્યાએ, અમારી પાછળના ફર્સ્ટ ક્લાસમાં બેઠો હતો તેવો જો કોઇ પુંગી હોત, તો તેણે હસીને જ સંતોષ માન્યો હોત એમાં શી શંકા ? … … ખરૂં પૂછો તો, પુંગીનું બધું જ વિચિત્ર છે – તેના શબ્દની આ અંગ્રેજી જોડણી સુદ્ધાં : HPOONGY.

# ફરીથી કલકત્તામાં: જબલપુર

## ૧

જબલપુર

તા. ૫ : ૪ : ૩૧

બપોરના પોણાચાર. અહીં છું તો બરોબર ૪૮ કલાકથી, પણ સ્ટીમર પછીની ડાયરી આજે જ લખવાની નિરાંત મળી. ધુઆંધાર ને ભેડાઘાટ આજે સવારે પત્યાં; ફંડનું પરિણામ આજે સાંજે આવી જશે, એટલે કાલે અત્યારે ખુશીથી બૉમ્બે મેલમાં બેસી શકીશ.

એ જ મેલમાં તા. ૨જીની રાતે, સ્ટીમર છોડચા પછી છ કલાકમાં જ, કલકત્તેથી અહીં આવવા બેઠો હતો. કલકત્તાને બંદરે ઊતરતાં, મને બીક હતી તેમ, એટલામાં આંટા દેતા ગોરા કસ્ટમ્સવાળાએ સામાન ખોલાવ્યો કે ફેંદ્યો નહિ; માત્ર, ક્યાંથી આવું છું એમ પૂછી, ટિકીટ (એ આપમેળે દેખાય તેમ મારા હાથમાં ધરાયલી જ હોવા છતાં) ક્યાં છે એમ રોફથી પૂછેલ. જવાબમાં મેં નમ્રભાવે 'હીઅર ઇટિઝ' કહી એ ઊંચી કરી તેના મોં પાસે ધરી એટલે તેણે અક્કડાઇ જરા કમી કરી, મને પસાર થઇ જવાની ઇશારત હાથમાંની સોટી વતી કરી; ઉપરાંત, કુલી સાથેના ઝગડામાં મદદ પણ કરી. એ લોભીઓ મારો સામાન કસ્ટમ્સના છાપરામાં જ નાખી, 'પેસા દેઓ' કરી, બીજા કોઇનો સામાન ઊતારવા સ્ટીમર પર પાછો ભાગતો હતો. મેં તેને જે દમ દીધો કે આમ કરીશ તો એક પણ તારો પેસો નથી આપવાનો,

એને તે ગણકારતો નહોતો. હું ઉશ્કેરાઇને બોલતો રહ્યો ને એ, જાણે પ્રતિજ્ઞાબદ્ધ હોય તેમ, જાણે ત્યાં સત્યાગ્રહ જ આદરવાનો હોય તેમ, પગને અચળ બનાવી હાથ લંબાવી ઊભો જ રહ્યો. આ પળે, ગયાં બસોંક વર્ષની એકેએક પળે બન્યું છે તેમ, ગોરાએ ઘઉંવર્ણાની રક્ષા કરી તેને ચિંતામુક્ત કરી દીધો : કાં તો મારી દયા ખાઇને, કાં તો જે સહજ વિનયશીલતાથી મેં ટિકીટ બતાવેલી તે ગુણગૌરવથી પ્રેરાઇને, ગમે તેમ, પણ મને અસહાય જોઇને, કસ્ટમ્સ ઑફિસરે ચપટી વગાડીને કુલીને સામાન ઉંચકવાનું જેવું ફરમાવ્યું, તેવી જ તેના પગમાં ગતિ આવી ગઇ.

અમે બહાર નીકળ્યા ત્યારે જે ગાડીવાળાએ કુલી પાસેથી સામાનનો હવાલો, મારી કશી જ સંમતિ વિના તેમ જ ભાડું ઠરાવવાની તક મને આપ્યા વિના લઇ લીધેલો, તેણે એ સામાન દરવાજાથી કેટલેક દૂર હારબંધ અને ચોસલાંબંધ જમાવાયલી ગાડીઓમાંની નં. ૧૧૫૮વાળી પોતાની ગાડીમાં ચઢાવી દીધો. મેં બેઠા પહેલાં, એક જ પગ પગથિયે દઇને, તેને શું લઇશ —સ્ટ્રીટનું એમ પૂછ્યું. એણે ખાસ્સા કહ્યા ચાર રૂપિયા. મેં દરખાસ્ત કરી રૂ. એકની. તેને એણે પસાર ન કરી ને સામાન ઉતારી નાખ્યો.

મને તેડવા આવનાર ભાઇ મને શોધી રખડીને પાછા જશે એ બીકે મેં સામાન એ દૂરને સ્થળેથી હાથોહાથ જ ઉંચકીને (કેમ કે કુલીકુલ આખું સ્ટીમર પર હતું; આ તર્ફ એમનો એકાદ સમ ખાવાપૂરતો ય નબીરો ન મળે) પાછો દરવાજા પાસે આણવા માંડ્યો. બે આંટા થયા. દરેક આંટા વખતે કેટલેક દૂર જે અર્ધો સામાન રેઢો રાખવો પડેલ (બધાં મળી સાત વાનાં હતા. સાત! જીવ જાય તો પણ એટલો બધો સામાન, જંજાળમાત્રથી કંટાળતો એવો હું, એકલો હોઉં ત્યારે કદી નથી રાખતો; પણ એ તો સાધારણ મુસાફરીમાં; આ તો અસાધારણ – રૂ. ૧થી ૧ાા હજારની કિંમતની – હતી.) – રાખવો પડેલ, તેમાંથી કૈંક ગુમ થઇ

જવાનો સંભવ પાકો હતો. ને એક વાર તો, ગાડીઓની એકને બદલે બીજી હારવાળી ગલીમાં હું પેસી ગયો હોઇશ તેથી ધારેલી જગ્યાએ સામાનનો ઉત્તરાર્ધ ન દેખાયો ત્યારે ગભરાટ પણ છૂટવા માંડેલો. માંડમાંડ વળી ખરી ગલી હાથ લાગી હતી. ... અંતે દરવાજા પાસે એક બીજો ગાડીવાળો ( એ બીજો જ છે, પહેલાંવાળો ફરીથી કનડવા તો નથી આવ્યોને, એની ખાતરી મેં આનો નંબર – ૩૬૩ – જોઇ કરી લીધી. ) આવ્યો. તે રૂ. ૧ાામાં માન્યો. માન્યો તો ખરો, પણ મને પંદર મિનિટ લગી ગાડીમાં જ તપતો રાખીને એ બીજો બેસારૂ શોધવા નીકળી પડ્યો. એ ગાળામાં ઠંડાં પીણાં વેચનારો ત્યાં આવી, પોતાને ખટાવવા મને વિનવવા લાગ્યો. મેં તેને નકાર્યો. એ ગયા પછી જરા વારે લાગ્યું કે તેને હા પાડી હોત તો સારૂં હતું, કેમ કે તાપ પણ સારો પડે છે ને વળી કોણ જાણે કેટલો ય વખત આમ અહીં ગાળવો પડવાનો છે, તે બહુ વરતાત પણ નહિ, ક્રીમ–સોડાના સહરૂકા ભરાયા કરતા હોત તો. આ વિચારોનાં આન્દોલન વાતાવરણમાં વેરાયાં તેવાં જ પેલા થોડે દૂર ગએલા વેચણિયાના મગજમાં પેઠાં હોવાં જોઇએ. તેમ ન હોય એ તુર્ત જ પોતાની મેળે પાછો આવે શું કામ ને લહેજતદાર ગ્લાસ મને ભરી આપી આશીર્વાદ ( જો કે એકલો આશીર્વાદ નહિ, ત્રણ આના પણ ખરા ) કમાય શું કામ ?

આખરે ગાડીવાળો – અકેલો – આવ્યો. ( છેવટ લગી મને તેડવા આવનાર ન જ આવ્યા. પણ તેમાં વાંક તેમનો નહોતો. ઝડપી ‘ એરનકોલા ’એ નિશ્ચિત સમય કરતાં વહેલી આવી, પોતાની એ અવળી સુટેવને ફરી એક વાર સિદ્ધ કરી હતી. એમાં હું રંગૂન પહોંચ્યો ત્યારે પણ મારા સત્કારકો આવી જ રીતે મોડા પડ્યા વિના મોડા ગણાયા હતા. )

## ૨

ગાડી ભવાનીપુર લઇ જવાની હતી. એ ચાલવા માંડી. મને આ

બંદરપડોશનો રસ્તો બરાબર ખબર નહિ. એકબે ઠેકાણે રસ્તાનો વાંક આવતાં, હાંકનારની દાનત એવી પણ જણાયલી કે ચક્કર મારીને ગાડી લાંબે રસ્તે લેવી અને પછી "આ તો આટલું બધું આઘું નીકળ્યું તમારું ઘર" એવું કૈંક કહીને ઠરાવ્યા કરતાં વધુ પૈસા માગવા. પણ આવો વહેમ પડતાં જ (કેમ કે હવે રસ્તો મને થોડોથોડો પરિચિત આવતો હતો) મેં એને, રસ્તાનું પૂરું ભાન ન હોય તો પૂછી લે, એમ સૂચવેલું. લેન્સડાઉન રોડમાં દાખલ થયા પછી તે અધીરો થઈને, એ — સ્ટ્રીટ ક્યારે આવશે એવી મતલબનું બબડેલ. આ વખતે મારે જરા કૃત્રિમ મિજાજ કરીને એને ધમકાવવો પડેલો કે એ સ્ટ્રીટ જોયો નથી તો કલકત્તામાં ગાડી શાનો હાંકે છ, નવો આવ્યો છ કે શું, લઇ જા સીધી, જોયો છ મેં રસ્તો, કહીશ તને આવશે ત્યારે ... ... વગેરે. આટલી પહેરામણી તેને મેં ઊંચે સાદે પહેરાવી, ત્યારે તેની જબાન એકદમ કાબુમાં આવી ગઇ. પોણાચાર આશપાસ તેણે મને ઉતારે પહોંચાડ્યો.

મારી 'ફોન પરની સૂચના–પ્રમાણે—ભાઇના કારકુન પ–એ ટિકીટ મગાવી રાખેલી. એ લઇને તેઓ સવા છએ આવ્યા. ટ્રેનનો ટાઇમ સવાઆઠનો, પણ દૂર જવાનું તેથી અમે ટેક્સી જ મંગાવી. વચ્ચે, એમની જ ઑફિસના મ— પણ એ જ ટ્રેનમાં કાશી જવા ઉપડવાના હતા, તેમને લીધા. ગડદી તો નહિ હોયને, ટિકીટ ઇન્ટરની લીધી હોત તો વધુ સારું નહિ, એવી મારી ચિંતાવચનોની પરંપરાના જવાબમાં, મારા કરતાં પણ 'કૌમુદી' ફંડનાં નાણાં માટે વધુ કાળજી રાખતા ભાઇ પ—એ કહ્યું હતું "ના રે ના, ભીડ શેની હોય? ને રેલવાળાને એમ નકામા પૈસા આપી દેવાના મતનો હું નથી." હું તો તુર્તમાં જ રંગૂનકલકત્તા મળીને સેંકડો રૂપિયા પામેલો, એટલે આવો વિચાર મને ન આવે; મને તો બીક એ જ લાગ્યા કરે કે થર્ડમાં આખી રાત ઊંઘ ન આવે એવી ધક્કામુક્કી હશે ને તેને પરિણામે અર્ધરસ્તે જ માંદો

પડી જઇશ તો આ પારકા પરદેશમાં મારૂં કોણુ છે કે સહીસલામત ઘરભેગો કરશે. પણ આ બધા બ્રાહ્મણશાઇ વિચારો મારા વણિક હિતૈષી આગળ પ્રગટ કરવાની મારી હિમ્મત નહે.તી. વળી, તેમનો તથા મારા સાથી થનાર ભાઇ મ—નો અભિપ્રાય એવો પણ હતો કે એ રાતે ચન્દ્રગ્રહણ હોવાથી, જૂના વિચારના સનાતની હિંદુઓ જ જેને નિત્ય સભરભર્યો રાખે છે એવા થર્ડ ક્લાસના ડબ્બામાં ગડદી થવાની જ નહિ — કયો સાચો હિંદુ આજની રાતે — મુસાફરીની વાત તો પછી — ઘર બહાર પણ નીકળે તેમ છે. એટલે થર્ડમાં તો ઉલટી મોકળાશ હશે. ભરાઇ ગયા હશે તે ઇન્ટર ને સેકંડ, કેમ કે આજે ઇસ્ટર બેસે છે, ... વગેરે.

આ સમાચારોએ ને મતપ્રદર્શનોએ મારૂં હૈયું હળવું કર્યું. વચ્ચે હાઉરાબ્રિજ પરની બેસુમાર વાહનભીડને લીધે અમારે પંદર મિનિટ બગાડવી પડી તે પણ મને ન સાલી, કેમ કે આ રીતે મોડું થાય તો પણ, જે ખાલીખમ જેવા થર્ડ ક્લાસો હાઉરા સ્ટેશને મારી વાટ જોઇ રહ્યા હતા તેનું જ ચિત્ર આંખ સામે તરતું હતું.

## ૩

સ્ટેશન આવ્યું. ટેક્સી ઊભી રહી. અમે ઊતર્યા. ભાડું કેટલું છે એમ મેં પૂછ્યું તેના જવાબમાં મીટર જોઇને "થ્રી સિક્સ" મને કહેવામાં આવ્યું. આ સાંભળીને છાતી બેસી જવાની થઇ, કેમ કે વધુમાં વધુ મેં બે રૂપિયા ધારેલા. પળવાર, મારા હૈયામાંનો સિદ્ધાંતવાદી જ એ વખતે જાગતો હોવાથી, મનમાં એમ પણ થયું કે એમાંથી ઉપરના રૂ. ૧–૬–૦ આ ભાવિ સાથી મ — કેમ ન આપે? નહિ આપે? એમને પણ ટેક્સી અહીં લાવી જ છે ને? હું ન જવાનો હોત આજે, તો પછી એમણે તો આખી રકમ રૂ. ૩–૬–૦ જ ખરચવા પડત ને? ... પછી, કદિક કો ધન્ય પળે ઊઘડી જાય છે એ વ્યવહારચક્ષુ ઊઘડ્યાં કે

એ શાના આપે ? એ તો, નહિ તો યે મારી ટેક્સી આવવાની હતી તેમાં સંબંધને અંગે જ બેઠા; ને, એકલા જવાના હોત તો ટેક્સી શા માટે કરત ? સામાન તો એવો કૈં છે નહિ તેમની પાસે, એટલે ટ્રામ કે 'બસના બેચાર આનામાં જ પતાવ્યું હોત ને,' એ દક્ષિણી ભાઈએ ? ... ... ...

સ્ટેશનમાં જઈને પહેલાં તો મેં મારા જબલપુરના મિત્રને તાર કર્યો ને પછી સાતને સુમારે – કે સાત પછી હશે – અમે પ્લેટફૉર્મ પર પહોંચ્યા.

પહેલાં તો પ્લેટફૉર્મ ખાલી જ લાગ્યું. મેં કહ્યું : ચાલો, ભીડ નથી જ લાગતી. ( ભાન આવ્યું તે પાછળથી, કે એ તો હજી અમે ઉપલા વર્ગો પાસેથી જ પસાર થતા હતા. ) થોડે આગળ ગયા ત્યાં તો ડબાઓ – થર્ડના – ચીકાર ! તેની પાસે ઘણાં નકામાં માણસો પણ ( એટલે કે સૃષ્ટિક્રમમાં નકામાં નહિ – જો કે એમ હોય તો પણ મને શી ખબર ? – પણ ટ્રેનમાં બેસી પરગામ જવાની બાબતમાં નકામાં; ભીડ વધારી – વધારી મને ગભરાવવા જ હાજર થએલાં એવાં ) ઘેરકો વળીને ગડબડ કર્યા કરતાં હતાં. ઉતાવળે ડબાઓમાં આમથી તેમ ફરતાંફરતાં નજર કરી તો, ઊભવાની પણ જગ્યા નહિ મળે એમ લાગ્યું. હવે ? ... ... એટલામાં તો પ—નો એક ઓળખીતા જેવો સ્ટેશનવાળો – પોર્ટર ને ટિકીટ કલેકટરની વચ્ચેના કોઈ દરજ્જાવાળો હોય તેવો – અમારી પાસે આવ્યો ને અમારી બે જણની જગ્યા રૂ. એકની કિંમતે મેળવી આપવા પોતાની મેળે જ બંધાયો. મેં કહ્યું સુવા જેટલી જગ્યા અપાવીશ તો જ એટલી પૂરી રકમ મળશે. આ શર્ત વિશે ચોખ્ખી હા કે ના ભણ્યા વિના " આપ આઓ તો સહી " કરતો એ અમને એક ખાના પાસે લઈ ગયો. બારણાને ચાવી ચઢાવાયલી તે એણે ખોલી અને ડબાને છેક છેલ્લે ખૂણે મને લઈ ગયો. ત્યાંની બેઠક પર એક ગુજરાતી ગામડિયા-ની પથારી હતી તેનો થોડો ભાગ પેલાએ, અધિકારની રૂઈએ જ,

ગામડિયાને કૈં કહ્યા પણ વિના ઉંચક્યો ને વાળી દીધો. ત્યાં બે માણસ આસાનીથી બેસે તેટલી જગ્યા થઇ. હું નિરાંતે બેસી ગયો. જેવો બેઠો તેવો જ મને સામાન સાંભર્યો. એ તો હજી હતો ડબા બહાર જ, મજૂરને માથે. એને અહીં લગી મારા પંડ સિવાય કોઇ પહોંચાડી શકે તેવું નથી એ મેં તુર્ત જોયું. જગ્યા છોડી હું ઊઠયો અને ભરપૂર ભરેલ ડબામાંની ભીડને વીંધીવીંધીને ત્રણ આંટે હું બધો સામાન ખૂણા ભેગો કરૂં ત્યાર પહેલાં તો ચાવીબંધ બનેલ બારણાની બારીમાંથી પેઠેલા બે હિંદુસ્તાનીઓએ મારી મહામૂલી જગ્યાનો મોટો ભાગ રોકી લીધો હતો. હું સંકોડાઇને માંડ બેસી શકું એટલી જ જગ્યા વળી એમણે મહેરબાનીની રાહે, સામાનફેરવણી પૂરી થતાં, બેઠકે નાંખેલ મારી શાલ જોઇ એ રોકાણરીતને નિયમાનુસાર માન આપી, મને લેવા દીધી. એ જગ્યાએ ને એટલીમાં જ મેં આખી રાત દુઃખેપાપે પૂરી કરી હતી; રાત, તેમ જ જબલપુર આવતાં લગીનો ૦ાા–૦ાાા દિવસ. (ભીડ ગ્રહણ-ને કારણે નહિ હોય એમ અમારા પક્ષે ધરાયલું, પણ એ હતી ગ્રહણને જ કારણે : આટલા બધા લોકો ગંગા નાહીને ગ્રહણનો મેલ ધોવા કાશી ને પ્રયાગ જતા હતા. એ માટે તેઓ સવારે મોગલસરાઇ ને ચેહોકી ઊતર્યા, ત્યારે જ જગ્યાની કૈંક છૂટ થએલી.) આવી જગ્યા અપાવ-નાર અધેલો જ પામ્યો હતો, આખો નહિ.

૪

જબલપુરને સ્ટેશને ઊતર્યો તો, તાર કરેલ છતાં મને લેવા આવનાર કોઇ ત્યાં હતું નહિ. (પાછળથી જણાયું તેમ, એ સાવ નિર્દોષ હતો છતાં 'સેન્સોર' થવા ગએલો; ને તેથી ઢીલમાં પડયોઃ વળતે દહાડે બપોરે અમે જમતા હતા, બરાબર ત્યારે જ એ પણ જાણે શિખંડપુરીનો સ્વાદ લેવા આવી પહોંચ્યો હતો.) મેં ટ્રેનમાંથી ઊતરી, સામાનના પૈસા ઠરાવી એ મજર પાસે ઉપડાવ્યો. અમે બહાર આવ્યા અને ટાંગા ઉભા હતા તે બાજુ ગયા. સામાન એક ટાંગામાં મુકાઇ

રહ્યો ને હું ટાંગાવાળાને, મારે જવાની જગ્યા ક્યાં આવી તે, મિત્રના ટપાલસરનામાને જ આધારે, શીખવવાનો અર્ધસફળ પ્રયાસ કરતો હતો ત્યાં બે લાંબા દુબળા ને શામળા, મુખે તેજહીન અને મેલાં કપડાંવાળા કાગળપેન્સિલધારી હિંદુસ્તાનીઓ મારી પાસે આવ્યા. તેમાંથી એકે મને પૂછ્યું 'આપ કહાંસે આતા હો ?' – 'કલકત્તે સે' મેં કહ્યું, ને તુર્ત જ તેની આંખો પર આંખો ઠેરવી પૂછ્યું 'આપ કૌન હો ?' જવાબમાં પેલાએ પહેરણના ખીસામાંથી, ત્રેવડું વાળેલ નાનું કાળું પુંઠું, ગંજીફાના આડા કાપેલા અર્ધા પાના જેવડું, બહાર કાઢીને મારા હાથમાં મૂક્યું. મેં તે ખોલ્યું અને અંદરનું લખાણ વાંચવાની જરૂર નહોતી, લખનારની સહી જ જોવાની હતી, તેથી એ ઠેકાણે નજર કરી તો નામની નીચે પદવી વંચાણી 'Supdt. of Police.' મેં પુંઠું તેના હાથમાં આપ્યું ને તેની ઇચ્છા પ્રમાણે મારૂં નામ તેને લખાવ્યું. અટક સાધારણ રીતે હું વાપરતો નથી, પણ અહીં તે ખાસ ધ્યાન રાખીને લખાવી – એવી પરોપકારબુદ્ધિથી કે આ મને અજાણ્યા શહેરમાં વળી કોઇ બીજો વિજયરાય કલ્યાણરાય હોય ને તે નિર્દોષને આ ભાઇઓ અર્ધી રાતે જઇને દુઃખ દે, તેના કરતાં વૈદ્યાવટંકધારી વિ. ક.ને જ ખોળે તો પેલા બિચારાને માથે અચાનક આફત ન આવી પડે, અને આ નિમકહલાલોને નકામી વધુપડતી તસદી લેવી ન પડે. છેવટ એમણે મારૂં અમદાવાદનું કાયમી સરનામું તથા મારે અહીં જેમને ત્યાં ઊતરવાનું હતું, તેમનું નામઠામ પણ પૂછીને લખી લીધું. લખીને એ લોકો આઘા ખસ્યા એટલે મેં ટાંગામાં જગ્યા લીધી. ટાંગાવાળાને ફરીથી વિગતવાર સૂચના જ્યાં જવું 'તું ત્યાંની આપી. ટાંગો ચાલ્યો.

ટાંગાએ શહેર બહારનો ને શહેરની પડોશનો ભાગ વટાવ્યો ત્યાં લગી તો મારી ખાસ નજર નહિ — એ રસ્તામાં બીજાં વાહનો અને માણસો હતાં તેથી ધ્યાન ખેંચાયું નહિ કે ગમે તેમ, – પણ અમે શહેરના બીજા છેડાના ઓછા અવરજવરવાળા રસ્તા પર આવ્યા ત્યારે

મેં જોયું કે ટાંગાથી થોડે દૂર – ૧૨ કે ૧૫ વારને છેટે – એક સાઇકલ આવ્યા કરે છે. પહેલાં તો મેં ધાર્યું કે એ કોઇક સામાન્ય શહેરી જ હશે ને મારે જવાને રસ્તે જ તેને પણ જવાનું હશે તેથી આમ આવતો હશે. પછી, ન-જાને શાથી, મને વહેમ પડવા માંડ્યો કે જબલપુર પહોંચતાંવેંત જે અસામાન્ય બે શહેરીઓએ મારું ભાવપૂર્વક સ્વાગત કર્યું હતું તેમાંનો જ એક તો આ નહિ હોય ? તેમનામાંથી જે નામદામાદિનો લહીઓ બનેલ, તેનો ચહેરો મને યાદ હતો. પણ બીજા ભણી આંખ ફેરવવાની પણ પરવા મેં કરી નહોતી. આ સાઇકલસવાર ( પહેલો તો નથી જ એટલે ) એ બીજો જ હોય તો શી ખબર ? ... ... વિચારો આમ ચાલતા હતા; ટાંગો પણ આગળ વધતો હતો; અને તેની પાછળ પેલી સાઇકલ. જેટલા વાંક અમે વળીએ તે બધા જ તેને માટે પણ નિર્માયા હોય એમ તે સ્થિર ગતિએ પાછળપાછળ ચાલી આવતી હતી. હું નજર જ્યારે વધુ વાર લગી તેની પરના માણસ પર ઠેરવું ત્યારે એ રસ્તાની એક કે બીજી બાજુ આડું જોઇ જતો હતો.

અંતે અમે છેલ્લો વાંક લીધો. એ મારા યજમાન અને મિત્ર ક—ની ઓફિસવાળો ખાંચો હતો. એને અમે અર્ધો કાપ્યો ત્યાં તો સાઇકલ ઝપાટાભેર ટાંગાની બાજુમાં થઇને આગળ નીકળી ગઇ. ઓફિસનો દરવાજો ડાબે હાથે છોડીને તે આગળ જ ગઇ. હું સમજ્યો કે એ માણસનું ઘર એ બાજુ આગળના ભાગમાં આવેલું હશે તેથી એ સાદોસીધો જબલપુરી ઘેર ગયો હવે; પોલિસવાળો હોય તો ઠેઠ લગી મારી સાથે રહે અને દરવાજામાં પણ પેસે ને ? આ તર્કસરણી ભોળપભરી હતી એ મને પાછળથી સમજાવાયું. એ પોલિસઆદમી જ હોવો જોઇએ. ને, મેં ઉતારાનું જે ઠેકાણું લખાવ્યું હતું તે સાચું છે કે નહિ, તેની ખાતરી કરવા જ એ પાછળ પડેલો. તેણે જ્યારે જોયું કે હું લખાવેલી જ જગ્યાએ જતો હતો, ત્યારે તે મને છોડી હળવે હૈયે આગળ ગયો. ત્યાંથી પણ, મોઢું પાછું ફેરવીને તેણે વધુ ખાતરી કરી હોય તો નવાઇ નહિ,

કે ટાંગો એ જ દરવાજામાં પેઠો કે બીજા.

## ૫

રજાદિવસ હોવાથી ક— ઑફિસમાં નહોતા. મેં ત્યાંનાં માણસ પાસેથી ઘરનો પત્તો મેળવ્યો ને ટાંગો ઘેર લેવરાવ્યો. સદ્ભાગ્યે તેઓ ઘરમાં હતા. ચાપાણી ને સ્નાનાદિકથી પરવાર્યાં પછી સાંજે એમની ગાડીમાં અમે શહેર બહારના એકદંડિયા જેવા ઉંચા ખડક પરનો નાનો શો મદનમહાલ જોવા ગયા.

અકબરના સમયમાં આ પ્રદેશનો રાજા મદનસિંહ કરીને હતો. જબલપુર શહેર તે વખતે હશે કે નહિ, તે કોણ જાણે; પણ અહીં પડોશમાં જ ઘડા કે ઘટ્ટા નામનું ગામડું છે એ તેની રાજધાની હતું એમ કહેવાય છે. ( ગામ નીચાણમાં, ખાડામાં છે; गर्तः ( ખાડો ) ઉપરથી તેનું હાલનું નામ પડ્યું હશે. ) મદનસિંહની ખ્યાતિ સાંભળી, ઝાંસી પાસેના કોઈક ગામના રાજાની કુંવરી દુર્ગાવતીએ તેને પરણવા ચહ્યું અને લગ્ન થયાં. ઘડાની સાવ પાસેના જ ખડકાળ પ્રદેશમાંના એક સૌથી ઉંચા – ૧૨થી ૧૬ વાર પરિઘના – ખડક પર રાજાએ પથ્થરનો નાનકડો બે માળનો મહેલ બંધાવ્યો. એ વિલાસભવન કે આરામસ્થાન તરીકે અથવા તો આવતા શત્રુની ભાળ એટલી ઉંચી જગ્યાએથી તુર્ત મળે તેવા સ્થાન તરીકે બંધાયો હશે. હવે તો તે ખંડેર જ છે. ડુંગરાળ રસ્તો અને કેડીઓ ચઢીને અમે બરાબર સંધ્યાકાળે ત્યાં પહોંચ્યા. મહાલની છેક ઉપલી અટારીની ત્રણે બાજુની ખીણનું દશ્ય અત્યંત રમણીય હતું. વાતાવરણ પરમ શાન્ત હતું, ગાંભીર્યભર હતું: આખા દિવસના તાપ પછી ખરી ઠંડક અત્યારે ને અહીં જ – જમીનસપાટીથી સેંકડો ફુટ ઉંચે – અનુભવાતી હતી. ... જમણી પાસ જબલપુર ને બીજી બે પાસ – સામે અને ડાબે હાથે – જંગલ. ... સામેને ડુંગરે

'પીસનહારીકી મઢી'[1] ... પાછળ એક સ્થળે નર્મદાનો પ્રવાહ. ... દૂર, વિન્ધ્યાદ્રિનું કોઈકોઈ શિખર ... સ્થાન સહેજે છોડવું ગમે તેવું નહોતું, પણ વધતા અંધારામાં નીચે ઉતરવું સલામત પણ ઓછુંઓછું થાત ને અમે પ્રકૃતિદર્શનમાં જો બહુ વધારે મશગુલ રહીએ તો મોડેથી જંગલમાંથી વાઘ આવવાનો કૈંક ભો પણ ખરો, તેથી ઉતરવા માંડ્યું – વીજળીની ખીસાબત્તીની મદદથી.

મદનસિંહનો કાળ થયા પછી રાણી દુર્ગાવતીએ એકલે હાથે રાજ્ય કર્યું હતું. અકબરનું લશ્કર આ મુલક સર કરવા આવ્યું ત્યારે એ જાતે જ રણે ચઢી હતી, અકબરનું સુલેહ કરવાનું કહેણ નકારી, આ મહાલથી બારેક માઈલ દૂર એ લડતીલડતી પડી હતી. ત્યાં હજી તેની સમાધનો ચોતરો મોજૂદ છે. એ ચોતરે જઈને અહીંના સત્યાગ્રહીઓએ ગયે વર્ષે સત્યાગ્રહવ્રત લીધું હતું, એ પાળવાના શપથ લીધા હતા ને પછી લડત ઉપાડી હતી.

૬

રાત્રે જમ્યા પછી ૮–૮ાાને સુમારે મારા મિત્ર અને હું પાન ચાવતા બંગલાની ઓશરીમાં હીંચકતા હતા, ત્યાં એમના નોકરે આવીને એક જણનું નામ આપ્યું અને તેઓ આપને મળવા ને વાત કરવા બહાર દરવાજે બોલાવે છે એમ તેમને કહ્યું. મિત્રે નોકરને કહ્યું કે એમને અહીં જ બોલાવ, કશી હરકત નથી. આવેલા ગૃહસ્થ આવ્યા. પુખ્ત હિંદુસ્તાની હતા તેઓ. દેખાવે ગૃહસ્થ જેવા પણ લાગ્યા. તેમણે પહેલાં મારા મિત્ર ક—ને (જેઓ તેને ઠીકઠીક ઓળખતા જ હતા, ને તેની મુલાકાતનો આશય સમજી ગયા હતા) સંકોચાતાંસંકોચાતાં એવી મતલબનું કહ્યું કે "હું તો આપને સારી રીતે પિછાનું છું ને મને

૧. એ મઢી દળણાં દળીદળીને સંઘરેલા પૈસામાંથી દળનારી જૈન બાઈએ ચણાવેલી છે. ત્યાં જૈનોની યાત્રા પણ ભરાય છે.

# ધુઆંધાર અને ભેડાઘાટ

## ૧

જબલપુર

તા. ૫ : ૪ : ૩૧

આજે સવારે સાડા છએ મોટરમાં ધુઆંધાર અને ભેડાઘાટ[૧] જવા નીકળ્યા. રસ્તામાં મદનમહાલ પાસે તળાવ આવ્યું તેમાં કમળ ઊગતાં હોવાની એક પ્રસિદ્ધ ગુજરાતી પ્રવાસલેખકની કલ્પના અસ્થાને છે, ચોમાસામાં તેમાં જે ઊગે છે એ તો માત્ર શીંગોડાં, એવો ખુલાસો મારા યજમાન ક—એ કર્યો. ( એ જ લેખકમહાશયની કલ્પના છે કે ઘડા ગામમાં, પડોશમાં ભેડાઘાટે આરસ પુષ્કળ અને સોંઘો પાકતો હોવાથી, લોકો આરસનાં જ ઘર બાંધે છે. એનો નિરાસ પણ ક—એ વળતી વખત અમારી મોટર એ ગામમાંથી લેવરાવીને કર્યો — બતાવ્યું, કે બહુ સફાઇથી પણ સફેદ માટીથી જ ઘરો લીંપાતાં હોવાથી, વધુ સારાં લીંપાયલાં કોઇ વાર દૂરથી આરસની ભ્રાંતિ કરાવે છે એટલું જ; બાકી એ હોય છે તો માટી–ધોળો સાદો પથ્થર પણ નહિ.)

ભેડાઘાટ જવાનો આખો જ રસ્તો ડુંગરાળ હશે એમ મેં ધારેલું. પણ મદનમહાલ પાસેના જબરદસ્ત કાળા પહાણા, ને તેનો દૂરથી

૧. જિજ્ઞાસુઓની જાણ ખાતર નોંધવાનું કે આજ વિષય પર ‘ ધૂમકેતુ ’ ( ‘ કૌમુદી ’ આષાઢ ૧૯૮૨ ) અને રામનારાયણ વિ. પાઠકનાં ( ‘ પ્રસ્થાન ’ માગશર ૧૯૮૬ ) લખાણો છે.

દેખાતો એક એવો જ તોળાતો પથ્થર (જે બીજા પત્થર પર તોળાતો દેખાવાનું કારણ એવું અપાયું —ને સાચું લાગે છે— કે મૂળે એ આખો એક જ પથ્થર હશે, ને તે, પાણીનાં પૂર તેની અધવચ ને આસપાસ અમુક રીતે જોરથી ઘસાતાં વહેવાથી ઘસાઈ એવો ગયો કે માત્ર નીચેથી થોડોક ભાગ અખંડ રહ્યો, સાંધારૂપે.)— તે સિવાય સડક-ની બંને બાજુ સપાટ કે થોડાં ઝાડવાળો પ્રદેશ છે.

એવા પ્રદેશના તેરેક માઇલ કાપી, એક બંધ જેવો પૂલ ઓળંગી, થોડો ઉંચાણવાળો રસ્તો પસાર કરી, મોટર ઊભી.

મોટર જ્યાં ઊભી હતી ત્યાંથી નહોતી દેખાતી નર્મદા નદી કે નહોતા દેખાતા આરસના પેલા અતિપ્રસિદ્ધ ખડકો. હતા તે માત્ર, જમણી પાસ નીચે ને જરા ઉપર એમ બે સાદા ધોળા નાના બંગલા અને રસ્તાની બંને બાજુએ થોડાં નાનાં ગામડાશાઇ ઘર.

આ ઠેકાણે મોટરમાંથી ઊતરી અમે ડાબે હાથ વળ્યા. થોડાં ડગલાં ચાલ્યા ત્યાં એ રસ્તાની જમણી બાજુએ ટેકરીમાં પથ્થરનાં બાંધેલ પગથિયાં દેખાયાં. એની ઉપર સફેદ મંદિર દેખાતું હતું. ક— કહે એ ચોસઠ જોગણીનું મંદિર છે ને ત્યાં વળતી વખત જવાનું છે.

અમે તેથી હમણાં તો પૂર્વ દિશામાં એમ ને એમ આગળ ચાલ્યા. રસ્તો કાચી સડક જેવો, પણ ચાલતાં કશી ખાસ અગવડ કરે તેવો નહિ. બંને બાજુની જમીન બીલીનાં તથા બીજાં સૂકાં ભાંગેલાં ને કચરાયલાં પાંદડાંથી ભરચક હતી.

## ૨

આમ અર્ધોક માઇલ કે એથી થોડું વધુ ચાલ્યા હશું ત્યાં રસ્તો બદલાયો. પહેલાં તો, બંને બાજુ જે ઊંચો ટેકરાળ ભાગ છેવટ

આવેલ તે અદૃશ્ય થઇને સપાટ મેદાન જેવો ભાગ આવ્યો. અહીંથી જમણી પાસ ને સામે નજર નાંખતાં, નાના મોટા કાળા કે ધોળાશ પડતા સાદા યા તો ખડકાળ પથ્થરથી આખો ય વિસ્તાર છવાયલો દેખાતો હતો. બે'ક જગ્યાએ શંખજીરાના સાવ સફેદ પથ્થરો તથા કાંકરાના ન્હાના ઢગલા — ભાગ્યે એક ફૂટ ઊંચા ને છઆઠ વારના ઘેરાવના — ડાબી પાસ આવી ગયા. સામે પૂર્વમાં દૂર, ઉત્તરથી દક્ષિણ લંબાયલી એક ઊંચી પર્વતની દિવાલ ખડી હતી. તેની પાછળના ભાગમાં વિંધ્યગિરિનાં કોઇકોઇ શિખર, હવે ચઢવા માંડેલ તડકામાં પણ, અસ્પષ્ટ ને ઝાંખાં વિરાજમાન હતાં.

અમે ધુઆંધાર જઈએ છીએ, ને ત્યાં પહોંચીને નર્મદાનો ધોધ પડતો જોવાના છીએ, એટલી તો મને ખબર હતી. પણ આટલામાં ક્યાં ય એવો ઊંચો પહાડ જેમાંથી ધોધ પડતો દેખાવાનો હોય, તે જણાયો નહિ. વળી, બધું મળી જે ૧–૧॥ માઇલનું ચાલવાનું હતું તે પણ ઘણુંખરું પતી ગએલું. ત્યારે એ ધુઆંભરી ધાર પડતી હશે ક્યાંથી ? ... ... ...

વિચારો ચાલતા હતા અને ( નજીકમાં ક્યાંઇ ધારવાળો કે વગરનો ડુંગરોખુંગરો હતો નહિ તેથી ) અમારાથી ઘણા ઊંચા એવા પેલા પહાડથી ઘણા વારને છેટે — ના, કેટલાક માઇલને છેટે ચાલતા ચાલતા અમે ધોધ તથા તેમાંથી પડતાં પાણીનાં સૂર્યકિરણોએ સર્જી આપેલ મનોમુગ્ધકર મેઘધનુષ્યનાં કલ્પનાદર્શન અંતરચક્ષુથી કર્યે જતા હતા, તે દરમ્યાન અમારાથી ઉપરકહ્યો તે પથ્થરાળ પ્રદેશનો રસ્તો કપાયે જતો હતો, એટલામાં તો — મંજુલ — ના, મંજુલકર્કશ — કે, નહિ મંજુલ નહિ કર્કશ એવો ધડ્–ધડ્–ધડ્ ! ...ધડ્–ધડ્–ધડ્ ! ... અવાજ જમણી બાજુથી સંભળાવા લાગ્યો.

અમે આગળ વધ્યા — ખાડામાં કે અચાનક જાણે ઊપસી આવેલા

મોટામોટા પથ્થરો પર થઇને. તેની પર ચાલતાં શરીરનું સમતોલપણું જાળવવા અમારે કોઇ વાર અંગો એવી રીતે વાળવાં યા મરોડવાં પડતાં, કે ક્ષણભર અમે ચારે જણ અષ્ટાવક્રો પણ બની જઇએ.

આમ આગળ ચાલ્યા અમે. પાણીનો અવાજ હવે વધુ ને વધુ સ્પષ્ટ સંભળાતો હતો. એ ક્યાંથી આવતો હશે ? ... ... જમણી પાસથી જ આવે છે. નદી એ તરફ છે એમ પણ મને ભરોંસાપાત્ર સ્થળેથી ખબર મળેલી. પણ — એ પહાડ ક્યાં, જેની પરથી એ ધોધ નીચે પડવો જોઇએ.

સામેની પર્વતદિવાલની આણી પાસ, અમારી સારી રીતે નજીકમાં, હવે પાણીભર્યાં નાનાં ને મોટાં ખાબોચિયાં ચળકવા લાગ્યાં. પાણી તો અલબત્ત સ્વચ્છ જ, પણ અમે જેની પર ચાલતા હતા તેવા પ્રદેશ-માં ને એ સપાટીએ જ એ પાણી હતાં તેથી ઘણા પથ્થરો વચ્ચે થોડાંક છૂટાંછૂટાં ખાબોચિયાં ભરાયાં હોય તેવો જ દેખાવ હતો.

હવે અમારી મંડળીના બંને આગેવાનો (પિછેવાનોમાં હું ને એક વૃદ્ધ મહેતાજી હતા.) જમણે હાથે વળ્યા ને ત્યાં કપડાં ધોતા એક ધોબીએ, બીજા ભાગના પ્રવાહો કરતાં કૈંક પહોળા વહેતા પ્રવાહ પર પાટિયું મૂક્યું એટલે તેની પર થઇને એ જ — દક્ષિણ — દિશામાં તેઓ આગળ ચાલ્યા. અમે પણ તેમના અનુ-યાયી થયા.

અવાજ પરથી લાગતું કે ધોધ હવે બહુ પાસે છે. પણ એ અવ-તરતો હશે શાના પરથી ? આટલામાં તો નથી પર્વત ને નથી તેમાંથી અખંડ ને ધેરા સંગીતે સ્રવ્યા કરતો જલપ્રવાહ.

અમારા આગેવાનો હવે બે જુદાજુદા પથ્થર પર બેસી ગયા. એ લોકો થાકી ગયા કે શું, એમ મારા મનમાં થયું. પણ મોં કે શરીર પર થાકનું ચિન્હ સરખું ન ધારતા એવા એ બંને જણ તો નીચા વળીને રસપૂર્વક કૈંક નિરખતા હતા.

અર્ધીક મિનિટમાં હું પણ તેમની પાસે જઇ પહોંચ્યો અને— અને ધુઆંધાર મારી નજરે પડી : પ્રખ્યાત ને કવિકીર્તિત — પણ નાની, પણ નિરાશાજનક — ધુઆંધાર.

અમારી સમક્ષ નીચાણમાં, પચીસેક વારના વ્યાસનો જલભર, પંદરેક વાર ઊંડો, ખાડો હતો. પૃથ્વીની જે સપાટીએ અમે પહેલાં ચાલતા ને હવે ઊભા હતા, તે જ સપાટીએ પેલાં ખાબોચિયાં ( હવે અમારી સામે નહિ પણ ડાબે હાથે પથરાયાં પડેલાં ) હતાં. એવો એ ખાબોચિયાંળો પ્રદેશ ( 'જે પોતે જ, ખરી રીતે તો હતી, 'નર્મદા છિન્નભિન્ન.') જ્યાં પૂરો થતો હતો ત્યાં સપાટી તૂટતી હોઇ, ખાડો શરૂ થતો હતો. સપાટી જ્યાંથી તૂટે છે, ત્યાંથી, સ્વાભાવિક રીતે જ, જુદાંજુદાં મોટાં ને નાનાં ખાબોચિયાંમાંનાં વહેણો એકત્ર થઇ, નીચેના ખાડામાં પછડાય છે. એકત્રિત એ વહેણોનું એમ ખાડામાં ધોધરૂપે પછડાવું, તથા, નીચેના પથ્થરોના પ્રત્યાઘાતને લીધે જલશીકરોનું ધુઆં — સફેદ ધુમાડો — બની થોડું થોડું ઊંચે ઊડવુ, એ જ ધુઆંધારઃ પ્રખ્યાત ને કવિકીર્તિત એ ધુઆંધાર : અમુક રીતે રમણીય બેશક, પણ વર્ણનકારોએ મારા દિલમાં જગવેલી અનેરી આશાઓને તો છેહ દેતી એવી એ ધુઆંધાર.

નિરાશ નયને તેને હું નિહાળતો હતો ત્યાં સાથીઓ તરફથી મને કહેવામાં આવ્યું કે આપણે તો વહેલા છીએ, પણ ઘટતા પ્રમાણમાં જો મોડા પડ્યા હોત, તો સૂર્ય વધુ ઊંચે ચઢવાથી એનાં કિરણ ધુઆં પર પડત અને ત્યાં પછી વક્રીભવન થઇને જે ધનુષ્ય રચાત એ જોવાનો આનંદ ઓર જ હોત. પણ અર્વાચીન જીવનની લ્યાનતરૂપ ઉતાવળ સંજોગવશાત્ આજની ઘડીએ તો અમારે કપાળે પણ લખાઇ હોવાથી એ આનંદ અમારો થવાનો નહોતો. વળી એવા ખબર પણ મળ્યા કે કાર્તકી પૂનમના મેળા વખતે આવીએ તો ચોમાસું તુર્તનું ગએલ હોવાથી; ધોધ આમ એક નાના ખુણામાંથી બીતોબીતો નહિ

પણ પાષાણછારો પર થઇને, આના કરતાં ઘણો વધારે વિશાળ પ્રવાહે વહે ને ધસારાબંધ પડે છે. એ દૃશ્યથી કૈંક ખરેખરી ભવ્યતા વાતાવરણમાં ને મનમાં ઉત્પન્ન થતી હોવી જોઇએ. એના પ્રેર્યા કવિઓએ વર્ણન વિસ્તાર્યાં હોય એટલે મારા જેવો કવખતનો મુસાફર ઉતરેલે ચહેરે જ અહીંથી પાછો ફરે ને ? ... કવિઓ નિર્દોષ છે; દુષ્ટ છું તે હું.

અમે જ્યાં બેઠેલા તેની ડાબી બાજુ જરા આગળ ઉપરવાસ હું ગયો ને પહેલાં હાથ, પછી પગ, એ નિર્મળ વહેતાં શીતળ નીરમાં મૂકયા. એનો મીઠો સ્પર્શ અનુભવ્યા કરવા એમ ને એમ ઓછામાં ઓછો પા કલાક તો મારે રહેવું 'તું. પણ ફરીથી કાળમર્યાદા આડી આવી : જોગણીઓ તથા આરસોને પતાવીને અમારે અગિયારે ઘરમાં દાખલ થવું જ જોઇએ એવું હતું. કમને હું ઊઠ્યો અને સૌની સાથે પાછો ફર્યો.

મારી જૂની સમજણ — શાથી, તે કોણ જાણે — એવી હતી કે નર્મદાનું મૂળ જ અહીં છે. પણ આજે જાણ્યું કે એ તો સાઠેક માઇલ દૂરના અમરકંટકમાંથી નીકળે છે ને પેલી ઊંચેરી પહાડી દિવાલની પાછળથી અહીં આવે છે. છિન્નભિન્ન રૂપે આવ્યા પછી, ધોધ પછી, ખાડામાં થઇને થોડુંક વહે છે; ત્યાર પછી તો જબરદસ્ત ખડકોની નીચે થઇને ગુપ્ત પ્રવાહે વહેવા માંડે છે. એ પ્રવાહ પશ્ચિમ ભણીનો. પાછી એ બહાર નીકળે છે એ તો અગ્નિખૂણે વાંક લીધા પછી, ભેડાઘાટના ભીષણ આરસી ખડકોની પાસે.

## ૩

જોગણીઓનું થાનક ટેકરી પર છે. ચોગાનની વચ્ચોવચ્ચ ગૌરી-શંકરનું મંદિર, તેમાં કાળા પથ્થરમાંથી કોરેલી પોઠિયાસ્વાર શિવપાર્વતી-ની મૂર્તિ. એમાંથી એકેના મોં પર ભાવ જેવું કૈં ખાસ નહિ. મહાદેવનું

ધ્યાન તો પોઠિયાને બરાબર હાંકવા કરતાં ડોક ફેરવીને, પાછળ બેઠેલ પ્રિયા ઉમાને જાણે નેણબાણે વીંધવામાં રોકાયલું વધુ લાગ્યું. (આટલા-પૂરતું કૈંક ભાવદર્શન એમના મુખે હતું એમ સ્વીકારવામાં વાંધો નથી.)

જ્યાં લગી યુરોપીઓ વગેરે બિનહિંદુને આવવાની છૂટ છે એમ પાટિયા પરના લખાણ પરથી વર્તાતું, ત્યાં મેં જોડા ઉતારેલ; છતાં પૂજારી મને કહે "ધર્મભ્રષ્ટ હોં; જુતાં ઇધર ઉતારતે હોં." તેના ક્રોધનું ખરૂં કારણ તો એ હતું કે અમારા મુખ્ય આગેવાને તેને પૈસો પણ આપ્યો નહિ. ન આપવાનું કારણ વળી એવું હતું કે જો બપોર-નો વખત હોય (અત્યારે તો પૂજાસમયને લીધે બધું ખુલ્લું) તો ખાસ પ્રયાસ કરી તાળું ઉઘડાવવું પડે છે ને એ વેળા આપવું ઘટે ખરૂં. પણ, મારા સાથીઓ અહીં જ્યારે છેવટ આવ્યા હશે, ત્યારે થોડા વધુ પ્રમાણમાં પૈસા પૂજારીએ કઢાવેલા તેથી આજે તેને કૈં મળવાનું નહોતું. મેં મારી તરફથી એકાદ આનો તો (પેલાએ કરેલ મિજાજપ્રદર્શન છતાં) આપ્યો હોત ને તો પછી ધર્મધુરંધર કે એવો ખિતાબ તેને મુખેથી પામ્યો હોત. પણ મારા યજમાનથી જુદો પડી કૈં આપવાનું ઠીક લાગ્યું નહિ.

ચોગાનની વંડીની અંદરની પાસ ૬૪ ગોખોમાં ૬૪ જોગણીઓની મૂર્તિઓ છે. તે એકેએકને મુસલમાનોએ ઓછી કે વધુ ખંડિત કરી છે. આવી મૂર્તિઓ આમ કાયમ રાખવાથી હિંદુ પ્રજાની નામર્દી ચિરં-જીવ નથી બનતી ? કર્ઝન પણ ન ભૂલ્યો તે વળી આવી જગ્યાઓની સાચવણનો કાયદો કરી ગયો. એના કરતાં તો, એવી બધીયને એકે તડાકે ધામધુમ સહ નર્મદાજીમાં પધરાવી દીધી હોત તો પ્રજાકીય શરમનાં આવાં સ્મારક દિલને સદાકાળ દુભવ્યા તો ન કરત. અને કલાના અવ-શેષલેખે રાખવી જ હોય તો થોડી મૂર્તિઓ સંગ્રહસ્થાનના ખૂણામાં ભલે રહે. આમાંની કોઇ પણ અસાધારણ કલાકૃતિ તો લાગતી નથી. કોઇક-

ના જ મુખ પર ખરી સૌમ્યતા કે અસરકારક ભયાનકતા છે.

(એક મત એવો છે કે મૂર્તિને દૂરથી જોઈએ તો એ દરેકમાંથી અનુપમ સૌંદર્ય ઝરતું અનુભવાય છે. અમે તો પાસેપાસેથી જ જોઈ લીધેલી: વખત નહોતો તેથી, કે પછી અસલ છાપના કલાદર્દીઓ કુદરતે અમને નહિ સર્જ્યા હોય તેથી.)

સાથીદારો એક જોગણીની છબિ લેતા હતા ત્યારે, છબિમાં હું પણ પડું વાસ્તે મને ગોખની આગળના ભાગમાં ગોઠવ્યો. પણ 'ફોકસ' લેતી વખતે લાગ્યું કે કેમેરા સાવ નાનો છે તેથી છબિમાં અમે બંને જણ બરાબર નહિ પડીએ. તેમાં જોગણી તો આખી આવે તેમ હતું, પણ હું થોડોક ખંડિત થયો હોઉં તેવો જ આવવાનો, એમ લાગ્યું. એવે સ્વરૂપે ચિરંજીવ થવાની જરા ય અભિલાષા મને નહિ તેથી ઊઠી ગયો અને છબિ પડાવ્યાનું માન એકલી જોગણીને જ લેવા દીધું.

મંદિરો તોડીફોડીને મધ્યકાલીન મુસલમાનો તેમાંની મૂર્તિઓને મસીદનાં પગથિયાંમાં જડી લેતા એ તો પહેલાં સાંભળ્યું હતું. પણ આ મંદિરનાં પગથિયાં ઊતરતાં, આજે પહેલી જ વાર ને જાતે જોયું કે મંદિરશિલ્પના જ કોઈકોઈ ભાગને — એ મૂર્તિ કે મૂર્તિનો ટુકડો પણ હોય — પગથિયાંમાં બે ત્રણ ઠેકાણે જડી લીધા છે. આ બરાબર છે: મસીદમાં પેસતો મૂર્તિભંજક તો મૂર્તિ પર પગ મૂકીને જાય જ; એમાં કંઈ મોટી નવાઈ નહિ; ખરી મજા તો ત્યારે જ આવે જ્યારે મૂર્તિપૂજક કાફરને જ તેની મોંઘી અને માનીતી મૂર્તિને પગે ચાંપીને આગળ વધવું પડે તેવી રચના અહીંની જેમ કરી શકાય.

નીચે ઊતરીને અમે હેઠલા ડાકબંગલામાં જઈ, ભેડાઘાટ માટેની હોડીની ગોઠવણ કરવા માંડી. ત્યાં પણ રંગભેદનો પ્રશ્ન આવીને ઊભો. હોડીવાળા કહે કેટલાક સોલ્જરોએ પોતાને માટે હોડી રોકી રાખવાનું કહ્યું છે માટે તમને એ નહિ મળે. વધુ પૂછતાં જણાયું કે સોલ્જરોએ હજી

પૈસા આપીને ટિકીટ નથી કઢાવી. આમ છતાં હોડીઓ રોકવામાં જે ધૃષ્ટતા અને અન્યાય એ લોકોએ દાખવ્યાં હતાં તેની પર અમારા અગ્રણીએ જ્યારે હોડીવાળાનું ધ્યાન ખેંચ્યું ત્યારે જ તેણે એક હોડી અમને આપવાનું સ્વીકાર્યું.

ઢાળ ઊતરીને અમે હોડી પાસે આવ્યા. નાની જ અમને મળે તેમ હતું. તેમાં ત્રણનો જ સમાસ થાય, એટલે યજમાન મહેતાજી ને હું, એટલા જ બેઠા તેમાં.

કટક્ ...! કટક્ ...! કટક્ ...! પ્રશાંત નર્મદાનીરમાં, કડાની સાથે ઘસાતા હલેસાંના હાથાનો એટલો એક જ અવાજ સંભળાતો હતો ... ...

૪

ભાવનગર

તા ૩ : ૮ : ૧૯૩૩

એક પાસ એ અકસ્માત કે પ્રવાસડાયરી તે દહાડે અધૂરી રહી; બીજી પાસ આ આફત કે આટલે મહિને પણ તેને પૂરી કરી, કાલ-પરમમાં જ લખાણ છાપખાને મોકલવાનું. આવી રીતે, "સેતાન અને ઊંડા સાયર વચ્ચે" બેસીને, અઠ્ઠાવીશ મહિના લગી સુતેલા સંસ્કારોને જગાડી, બીજું કૈં હવે બને તેમ ન હોવાથી, એ પ્રસંગનું એક મૂંગું તેમ જ બોલતું ચલચિત્ર કલ્પનાપટે સરકવા દઉં છું ......

કટક્ ! કટક્ ! કટક્ ! ... "જુઓ, આ પહેલા પીળા આરસ આવ્યા" કટક્ ! કટક્ ! "ને આ ગુલાબી. કેટલા સુંદર છે !" કટક્ ! ... "દેખિયે બાબુજી, યે બંદરકૂદ આયા" ... "યે હાથીપાઉં — ઔર આગે હરનફાલ આયગા" — બંને પાસે ઊંચી ઊભેલ જંગી બિહામણી ખડકદિવાલોમાંના ખાંચ કે સામસામાં અંતરનાં એ નામો. — કટક્ ! કટક્ ! કટક્ ! હોડી હવે વંકવોળામણા પ્રવાહમાં આગળ વધે છે; આને નદીનો પ્રવાહ કોણ કહે ? ગંભીર શાંત મર્યાદિત સરવર-

જળ જેવું જ લાગે છે આ તો : બંને પાસ ઊંચાઊંચા કાળમીંઢ ખડક; એવા બે વચ્ચેની પહેળાઇ થોડા જ વારની; આગળ પણ, વાંક વળતાં લગી, ખડક સિવાય કશું નહિ ... ખડકે રંગ બદલ્યા: ભૂરા આવ્યા ને આખરે સફેદ આવ્યા — પહેલા મેલખાયા, પછી ઊજળા-દૂધ. વચ્ચે એક વાર જતી વખતે જમણી પાસના એક નાના ખાંચની અંદર કાળાભૂર આરસનો ખડક પણ દેખાયલો. આરસો એવા નિરનિરાળા રંગ — ને તે આટલામાં પાસેપાસે જ — કેમ ધરતા હશે? રંગો ક્યારથી હશે? પહેલેથી જ? કે વચ્ચે કોઇ વાર પલટાયલા? ... 'પહેલેથી' એટલે શું? એ પહેલ કેટલાં હજાર વર્ષ પર થએલી ગણવી? કે લાખે જ લેખાં લખવાં વધુ સારાં તેનાં તો? લાખે લખો કે હજારે, પણ એ કલ્પવા યે કહણુ એવા અતિપુરાણા આદિકાળમાં મૂળે તો આ પ્રવાહને સ્થળે પણ નક્કર ખડકાળ પાષાણો જ હશે ને? પછી એક યાદગાર ચોમાસે પ્રલયકારી બારે મેઘ આખા યે વિંધ્યપ્રદેશ પર તૂટી પડ્યા હશે – દિવસો ને દિવસો લગી; ના, કદાચ સપ્તાહો કે માસો લગી. એવી અનરાધાર વૃષ્ટિ એટલા દીર્ઘ સમયાવધિ સુધી થયા વિના — એ બધો એક જ નહિ અનેક ચોમાસાંનો પ્રભાવે હોય — અમરકંટકમાંથી તે અણગણ ભીષણ ધોધો શી રીતે પડે, એનાં અને આ સમસ્ત પ્રદેશના વનવિસ્તારોનાં જળો ભળવાથી બંધાયલો તે ગાંડોતૂર મહાપ્રવાહ શેં ધસધસાટ અહીં આવીને એ પ્રાગૈતિહાસિક પાષાણોને ભેદતો, ભાંગતો, ચીરતો આગળ – આગળ, આગળ – આગળ, અરબી સમુદ્રની દિશામાં કો સર્વવિજેતા ને સર્વસત્તાધીશની અદાથી નિર્ભીકપણે વાધી શક્યો હોય.

કટક્! કટક્! ... હોડી પાછી ફરી ચૂકી છે. "સાંબ, પેસા ડાલો." હું તાબે થાઉં છું; પહેલાં આનો ને બીજી વાર તો બે આની પાણીમાં નાંખું છું; હોડીવાળો એ કેટલા ય વાંભ ઊંડાં પાણીમાં પેસી, સહેજ વારમાં સિક્કો હાથ કરી, કમ્મરે એ ખોસતો હોડીમાં પાછો આવી જાય

છે. એ વણમર્યો આવું પરાક્રમ કરી શકે છે ને મને તો છાલકા પાણીમાં સુદ્ધાં તરતાં નથી આવડતું એ વિચારે શરમથી લાલ મોંએ હું નજીક આવતા કિનારાને આતુરતાથી નિરખી રહું છું.

કટક્ ! કટક્ ! — કટક્ ! કટક્ ! કટક્ ! ... ... ...